॥ ॐ ॥

# સિદ્ધાર્થ સંન્યાસ.

( કાવ્ય )

અથવા

# મહર્ષિ ગૌતમ બુદ્ધનો ગૃહત્યાગ.

સર એડવીન આરનોલ્ડના ઇંગ્લીશ કાવ્ય,
“ લાઇટ ઑફ એસીયા ” નું ભાષાંતર

ભાષાંતર કર્તાઃ-જગન્નાથ હરીનારાયણ ઓઝા.

પ્રકટ કર્તાઃ-
ગંગારામ કૃપારામ શુકલ.
ધી ભારત વર્ધિય પ્રિંટીંગ પ્રેસ,
નં. ૧૫, પારસી બજાર કોટ-મુંબઇ.

પ્રત ૭૫૦. ઈ. સ. ૧૯૨૧. પ્રથમ આવૃતી.

મૂલ્ય રૂ ૧-૪-૦.

# અર્પણ પત્રિકા.

आत्म वत्सर्वे भूतेषु ॥
सत्यान्नास्ति परो धर्मः ॥
अहिंसा परमो धर्मः ॥

विद्या विनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैवश्वपाकेच पंडिताः समदर्शिनः ॥

ઉપરોકત મહાવાકયોમાં રહેલા પરમ રહસ્યનો યથાર્થ ભેદ જાણનાર, તથા તે પ્રમાણે આચરણ કરનાર, પોતાના નિર્મલ વર્તનથી જનસમાજને ધડો આપનાર, બુદ્ધજેવા દયાસાગર, ગાયોના રક્ષણાર્થે ભગીરથ પ્રયત્ન કરનાર તથા તે પ્રયત્ન દ્વારા હિંદુ ધર્મના મહાન રક્ષક તરીકે દીપનાર, જનસમાજના કલ્યાણને માટે પોતાના સર્વસ્વનું બલીદાન કરનાર, મહાત્મા શબ્દ જેમનામાં પૂર્ણપણે સાર્થક થાય છે એવા,

## મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીને

### આ પુસ્તક અતિ નમ્ર ભાવે

અર્પણ કરનાર

મહાત્માશ્રીનો કૃપાભિલાષિ

**જગનાથ હરિનારાયણ ઓઝા.**

મુંબઇ, ૨૪-૧૦-૧૯૨૧.

# પ્રસ્તાવના.

---:o:---

ઇંગ્લીશ કાવ્યો વાંચતાં સર એડવીન આરનોલ્ડનું " લાઈટ ઑફ એસીયૅા હાથમાં આવ્યું. તે વાંચતાં એમ લાગ્યું કે પૌર્વાત્ય રીત રીવાજો, બનાવો અને આદર્શોને ઉત્તમ રીતે વર્ણન કરનાર આ પ્રખ્યાત કવીના ઉત્તમ કાવ્યનું ભાષાંતર ગુજરાતી ભાષામાં થાય તો સારૂં. વાંચતાં વાંચતાં અમુક પેરેગ્રાફો હૃદયને ઘણા આકર્ષક લાગવાથી તેજ સમયે તેનું ભાષાંતર કરી નાંખ્યું તથા બાકીના ભાગને માટે તે સમયે હું કોઈપણ જાતના નિશ્ચય પર આવ્યો નહુતો. દીર્ઘસૂત્રતામાં તથા બીજાં પુસ્તકોના અવલોકનમાં મન પરોવાયું તેથી ઘણો સમય વીતી ગયો.

એકાએક, સન ૧૯૧૫ ના માર્ચ માસમાં, તે મહિનાનું 'મોડર્ન રિવ્યુ' વાંચતાં Reviews and Notices of Books " વાળા ભાગપર (પૃષ્ઠ ૩૧૯) હંમેશની માફક આતુર નજર પડી; અને જણાયું કે જે કાર્ય કરવા મ્હેં ભાંગ્યો તૂટો વિચાર રાખ્યો હતો, તે કાર્ય સાક્ષર શિરોમણી નરસિંહરાવે હાથમાં લીધું હતું. એટલે, " કયાં રાજા ભોજ અને કયાં ગાંગા તેલી ?" એમ વિચારી માંડી વાળ્યું. અને એકાદ પેરેગ્રાફનું ભાષાંતર સુંદરી સુબોધના તંત્રી સાહેબપર મોકલી આપ્યું. જે તેમણે ફુરસદે છાપ્યું. ત્યાર બાદ કેટલેક સમયે પાછું વાદ આવ્યું કેઃ-

મ્હોટા ન્હાના વધુ મ્હોટામાં, તો ન્હાના પણ મ્હોટા,
વ્યોમ દીપ રવી નભ બિંદુ, તો ઘર દિવડાશા ખોટા ?

સાક્ષર શ્રી નરસિંહરાવનું "જંણુ જ્યોતિ" મ્હારા ધારવા મુજબ ૧૯૧૭ સુધી પ્રકટ થયું નથી. તે થશે ત્યારે વાચકવર્ગને, એમની રસમયી, સંગીતમયી સંસ્કારી વાણીનો આસ્વાદ મળશે. પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે એ આશા સફળ થાય

" લાઈટ ઑફ એસિયૅાના આઠ વિભાગ છે. તેમાંના પાંચનનું હાલ ભાષાંતર કરવામાં આવ્યું છે. બાકીના ભાગનું થવું એ ઈશ્વરાધીન વાત

છે ભાષાંતરમાં, ભાષા, છંદ, પદરચના, ગ્રામ્યતા, ક્લિષ્ટતા વિગેરે, તથા અમુક ભાગને ન્યૂનાધિક કરવામાં અથવા તદન બદલવામાં અનેક દોષો દૃષ્ટિએ પડવાનો સંભવ છે; મ્હને આશા છે કે એક સુપ્રસિદ્ધ અને વિદ્વાન કવીની કસાયલી કલમમાંથી જેટલી આશા વાચકવર્ગ રાખી શકે તેટલી બધી આશા મ્હારી અલ્પ મતિ તથા અલ્પતર શક્તિમાંથી નહી રાખે અને જે જે દોષો દૃષ્ટિગોચર થાય તેને માટે મને ક્ષમા કરશે તથા તે મ્હારી નજરે આણશે કે જેથી તે ભૂલો સુધારવાની મ્હને ભવિષ્યમાં તક મળે, એવી અત્રે નમ્ર વિનંતિ છે.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિને પ્રસિદ્ધ કરવાનો સર્વ ખર્ચ બાદ કરતાં જે નફો રહે તે ગુજરાત વિદ્યાપીઠમાં આપવા ઇરાદો છે.

જ. હ. ઓઝા.

૨૫-૨-૧૯૨૧.




( ગઝલ-કાનડા. )

શોકના દરિયા વિષે આ નાવ ઝોલાં ખાય છે,
ડૂબતું ઓ ડૂબતું એ હરઘડીયે થાય છે. ૧

કાળજાને કોતરીને માંસ કીડો ખાય છે,
દમ બદમ જે બોલતી હૈયા તણી આ હાય છે. ૨

ત્હારે વિયોગે જીંદગાની આ નકામી જાય છે,
"ઓ તનૂ! રે ઓ તનૂ"! હરદમ જબ્બાં આ ગાય છે. ૩

રોશની મ્હારા જીગરની તું જતાં હોલાય છે
કમનસીબી, ગમગિની, ખાના ખરાબી થાય છે.

* * *

( શિખરિણી. )

અરે પુત્રી ત્હારૂં સ્મરણ કરતાં અંતર બળે!
ખરે પાછી આવી મુજ ગરીબને શું નહિ મળે?
તનૂ હું જાણું છું રૂદન કરવે કૈં નવથીવળે।
વિધાતાના લેખો અગણિત ઉપાયે નહિ ટળે. ૧

બધું જાણું તોયે હૃદય દવતું આ પળ પળે,
સદા ચક્ષુ મ્હારાં અરર છલકાતાં ભર જળે;
હવે શબ્દો મીઠા તુજ વીણ તનૂ કોણ વદશે?
કહી "મ્હારા કાકા" કરયુગલથી કોટિ કરશે? ૨

ક્યાં ત્હેં ના પૂરાં વરસ હજીયે સપ્ત દિકરી,
ભર્યાં હૈયાં શોકે, મુજ ગૃહ થકી બ્હાર નિસરી !
હતી શું તું જ્ઞાની, અચિર સમયે જ્ઞાન ઉપજ્યું ?
તજી માયા ખોટી શિવસદનમાં શું મન મચ્યું ? ૩

હવે જીવ્યું મિથ્યા નિરસ રસના આ થઇ ગઈ,
અમી સાથે ત્હારી મુજ હૃદયની તું લઇ ગઈ;
દયા જો આવે તો તુજ સમિપમાં સત્વર મ્હને,
તનુ ! બોલાવી લે, પ્રિય નહી રહેવું જગવને ! ૪

૩-૮-૧૯૨૧ — જ. હ. ઓઝા.





# સિદ્ધાર્થ સંન્યાસ.

(કાવ્ય.)

અથવા

## મહર્ષિ ગૌતમ બુદ્ધનો ગૃહત્યાગ.

શ્રી.

### ઈશસ્તવન.

પુષ્પિતાગ્રા.

વિઘ્ન હરન ગૌરી પુત્ર દેવા, પ્રથમ કરૂં શુભ ભાવયુક્ત સેવા,
પશુપતિ ગિરિરાજ નન્દિનીને, નમન પ્રેમે કરૂં હું નમ્ર થૈને.

   

સ્વર્લોકે દિન એક દેવ ગણુ સૌ બેઠા સભામાં હતા,
મૃત્યુલોક બધો દયાવિહિન છે, એ જોઇ દુઃખી થતા;
સૌએ નિશ્ચય ત્યાં કર્યો જગતમાં સંચરવા બુદ્ધને,
શાંતિ, સ્નેહ, દયા, સુબોધ કરવા, ઉદ્ધારવા મુગ્ધને.

# સિધ્ધાર્થ સન્યાસ.

## પ્રથમ સર્ગ

### સિધ્ધાર્થ જન્મ.

#### ઉપજાતિ.

નૃપાલ શુધ્ધોદનની સુભાર્યા, **માયા** મહીષી નિજ નામ ધાર્યું;
નિદ્રા વિષે સ્વામિ સમીપ તેણે, રાત્રિ વિષે સ્વપ્ન અપૂર્વ ભાળ્યું. ૧

નભે થકી ભવ્ય છ કીર્ણ વાળો, રંગે ગુલાબી, ષડદંત ધારી;
ગજેન્દ્ર જેવો શુભ એક તારો, આકાશ માર્ગે ઉતર્યો તમારી.÷ ૨

સફેદ જાણે પય કામધેનૂ કેરૂં હશે, પૂર્ણ પણે પ્રકાસ્યો;
રાણી પરે દક્ષિણ કૂખ માંહી, પછી થકી તારક તે પ્રવેસ્યો. ૩

અમાનુષી હર્ષ ઉરે ભરાયો, જ્યારે ઉઠી ઉંઘ વિષેથી રાણી;
ધરા તણા અર્ધ વિશાળ ભાગે, પ્રાતઃસમે દિવ્ય પ્રભા પ્રકાશી. ૪

પ્રચંડ સૌ પર્વત ધૂજી ઉઠ્યા, સમુદ્રના શાંત થયા ઉછાળા;
પ્રફૂલ્લ ખીલ્યાં વળી સર્વ પુષ્પો, ખીલા નભે પૂરણ ભાનુમાળા.* ૫

પ્રસન્નતા સર્વ સ્થળે છવાઇ, ભૂલોકથી નર્ક મહાન દ્વારે;
રાણી ઉરેથી, જ્યમ સૂર્ય કાંતિ, અરણ્યની ખિન્ન દશા નિવારે. ૬

ભૂગર્ભના સર્વ પ્રદેશ માંહી, ધીમે અવાજે સ્વર સંભળાયો;
"અરે! મરેલાં, ફરી જન્મવાનાં, જીવંત લોકો વળી જે જવાના ૭

"ઉઠો! સુણો! આશ ધરો બધાયે, ઉધારકાજે તમ બુદ્ધ આવે;
વિશાળ શાંતિ થઈ પિતૃ લોકે, આનંદ સ્ફુર્યો અતિ વિશ્વ ઊરે. ૮

---

÷ તમ એટલે અંધારાનો નાશ કરનાર. * સૂર્ય મંડળ.

અતકર્ય કે જીવન સત્વ વાળો, વાયુ વહ્યો ભૂતળ સાગરોમાં;
પ્રભાતમાં રાજ સભા ભરીને, પૂછ્યું નૃપે પંડિત જોશીઓને. ૯

વિપ્રો વદ્યા મંગલ સ્વપ્ન એ છે, સંલગ્ન ભાનુ વળી કર્કમાં છે;
સુપુત્રનો સત્વર જન્મ થાશે, એ સ્વપ્ન રાજા ફળીભૂત થાશે. ૧૦

પવિત્ર એ બાળક દિવ્યજ્ઞાની, ઉદ્ધારશે પીડિત સર્વ પ્રાણી;
કૃપા કરી રાજ્ય ધુરા ધરે જો, પૃથ્વીપતિ ઉત્તમ નીવડે તો. ૧૧

પલાષનું ઉન્નત શીર્ષવાળું, ઊગ્યું હતું પાદપ વાટિકામા;
તેની મહા ઉજ્વલ પર્ણ છાયા, વિષે ઉભીતી દિન એક માયા. ૧૨

મહર્ષિનો જન્મ સમીપ જાણી, નીચું વળ્યું પાદપ શીર નામી;
સુજાણ વૃક્ષે નિજ ગુચ્છ પત્ર, રાણી શીરે શોભિત કીધ છત્ર. ૧૩

અસંખ્ય ત્યાં પુષ્પ ધરી ધરાએ, શય્યા કરી બાળક પોઢવાને;
ઝરો વહ્યો નિર્મળ સ્નાન કાજે, નજીક જ્યાં એક શિલા વિરાજે. ૧૪

અવેદના જન્મ દીધો મહીષી, પૂર્ણાકૃતિ લક્ષણ ત્રીસ જેનો;
અમાનુષી બાળક રત્ન જેવો, જોડો મળેના જગમાંહી જેનો. ૧૫

થયા સમાચાર મહીપતિને, આજ્ઞા કરી બાળક આણવાને;
સુમેરૂના જે શિખરે રહે છે, મનુષ્ય કર્તવ્યની નોંધ લે છે. ૧૬

મહી તણા જે અધિ દેવ ચારે, સ્કંદે ધરી પાલખી તે બિચારે;
જડીત્ત મુક્તા ફલ ઢાલવાળા, રૂપેરી વસ્ત્રો પરિધારનારા. ૧૭

ગણો મહાશૂરો અનેક સાથ, આવ્યો દિશા પૂર્વ તણોજ સાથ;
સુનીલ અશ્વો પર સ્વાર થૈને, કુંભાંડ યોદ્ધા નિજ સાથ લૈને. ૧૮

વિચિત્ર જે ધાટ થકી ઘડેલી, ઢાલો હતી નીલ મણી મઢેલી;
મહાબળી દક્ષિણ સ્વામિ આવ્યો, અસંખ્ય સેના નિજ સાથ લાવ્યો. ૧૯

એ રીત ત્યાં પશ્ચિમ ઉત્તરોના, અધ્યક્ષ આવ્યા પરિવાર સાથે;
હેતે ઘણા બાળક પાલખીને, દિગ્પાલ સર્વે ધરી આત્મ ખાંધે. ૨૦

મનુષ્ય સાથે સઉ દેવતાઓ, તે દિન ચાલ્યા પણ ના જણાયા;
આનંદ વાપ્યો અતિ સ્વર્ગ લોકે, મહામુનિ કારણ જન્મ આજે. ૨૧

રાજા તણા મસ્તકમાં અરિષ્ટ, અનેક ઊક્યાં દઇનેજ કષ્ટ;
પરંતુ જ્યારે સઉ પંડિતો એ, ભવિષ્ય ભાખ્યું શુભ માંગલિક. ૨૨

પ્રસન્ન શુધ્ધોદનજી થયા ને, ભૂપે કર્યા સર્વ કુતર્ક નષ્ટ;
મુહૂર્ત જોઈ કહ્યું બ્રાહ્મણોએ, આ પુત્ર પૃથ્વી પતિ ચક્રવર્તિ. ૨૩

થશે મહારાજ અનંત વીર્ય, જે જન્મ પામે વરસે સહસ્ત્ર.
લલાટ એને લખી સપ્તસિધ્ધિ, કૃપા કરી દેવ વિરંચિ દીધી. ૨૪

## માલિની.

ચપલ ગતિ પતિનું ચક્ર, ને રત્ન બીજું.
નભપથ વિચરેજે અશ્વ, એ રત્ન તીજું;
ધવલ હિમ સરિખો હસ્તિ, પાકો અમાત્ય.
અજીત દળપતિ, સ્ત્રી રૂપ માંહી આમાપ. ૨૫

શહેરમાં ઉત્સવ પાળવાને, આજ્ઞા કરી તે દિવસે નૃપાળે;
માર્ગો મંહી માર્જન ત્યાં કરાવ્યું, ગુલાબ પાણી વળી છંટકાવ્યું. ૨૬

વૃક્ષો બધાં દીપકને પતાકા, ટાંગી સુશોભીત હતાં બનાવ્યાં.
કરે ધરી ખેંડૂ અનેક ખેલે, શરીરને વિધ્ વિધ અન્ય વાળે. ૨૭

ભુજંગને મોહ કરી રમાડે, ખેલાડી રજ્જુ પર કોઈ ચાલે;
છટા થકી વસ્ત્ર ધરી ગણીકા. થંથં કરી નૂપુરને નચાવે. ૨૮

કોઈ કરે છે વળી દ્વંદ્વ યુદ્ધ, વજાડતા કોઈક ત્યાં મૃદંગ;
રમાડતા કોઈક વ્યાઘ્રને ત્યાં, ખામી મઝાની રહીના જરા જ્યાં. ૨૯

નૃપ ગૃહે પુત્ર તણો સુજન્મ, સુણી સમાચાર થઇ પ્રસન્ન;
મહા જનો દેશ વિદેશિ આવ્યાં, સોગાદ ભેટો બહુ એક લાવ્યા. ૩૦

અભ્યાગતોમાં મુનિ એક વૃદ્ધ, અસીત નામે દઢ, ઇંદ્રિ બદ્ધ;
સંસારની સર્વ ઉપાધિ છોડી, કર્તા પ્રતિ હર્નિશ ચિત્ત જોડી. ૩૧

રહેતા હતા પિપ્પલ વૃક્ષ નીચે, એકાંતમાં વાસ કરી ઋષી જે;
તે બુદ્ધના જન્મ સમે, સૂણીને દુદુંભી, આવ્યા મળવા ઉઠીને. ૩૨

પુરાણના પંડિત વૃદ્ધ યોગી, ઉપોષણોને વ્રતથી નિરોગી;
જોઇ નમસ્કાર કરે નૃપાલ, **માયા**÷ ધરે વાદ સમીપ બાલ. ૩૩

ભાળ્યો પરન્તુ જવ રાજપૂત, મુની કહે "રાણી નએ ઉચીત"
પછી ગૃહીને રજ અષ્ટવાર, બોલ્યા મુની, "વંદુ તને કુમાર." ૩૪

"આ દિવ્ય કાંતિ વળી પાદ રેખા, હથેલીમાં સ્વતિકની સુમેખા;
"પવિત્ર આ બત્રિસ લક્ષણોને, ઐંસી તથા ગૌણ પ્રકારનાં છે. ૩૫

"આ સર્વથી નિશ્ચિત એમ થાય, તું બુદ્ધ છે આ જગનો સહાય.
"દેશે વળી તું ઉપદેશ સૌને, તારીશ સંસાર થકી જનોને. ૩૬

"જે શીખશે બોધ દીધેલ ત્હારો," "પરંતુ જોવા નહી થાય વારો;
"મ્હારે નસીબે," અવસાન યાચું, હુ મૃત્યુને શર્ણ થવાજ રાચું ૩૭

"છતાં થયાં દર્શન તાત ત્હારાં, કૃતાર્થ માનું સદભાગ્ય મ્હારાં.

## વસંત તિલકા.

ભૂપાલ પુષ્પ વિરલું, નર વૃક્ષમાં આ;
ખીલે અસંખ્ય વરષે, વસુધા વિષે આ.
કિંતુ ભરે જગત જ્ઞાન, સુગંધ ખીલી,
ને સ્નેહ અમૃત થકી, કરી વિશ્વ લીલી. ૩૮

છે ધન્ય રાજન તને, તુજ વંશ માંહી,
આ સ્વર્ગનું કમળ, ઉદભવ પામ્યું જ્યાંહી;
રે'શે ન કિંતુ સુખ એ, ચિરકાલ ત્હારૂં,
આ પુત્ર કાજ દ્રવશે, તુજ ઊર પ્યારૂં. ૩૯

## સ્રગ્ધરા.

" દેવાથી જન્મ આવા વિરલ તનયને, રાણી તુ વ્હાલી થૈ છે,
સ્વર્ગે સૌ દેવતાને, ઇહ જગદજનને તું ઘણી પૂજ્ય થૈ છે;
દુઃખો આ જીંદગીનાં, નવ કદી તુજને છે હવે બાધ કર્તા,
છોડી આ જીંદગાની દુઃખ રૂપ દિન તું સાતમાં થૈશ મુક્તા " ૪૦

સુતીદિને સપ્તમ દેવી માયા, પ્રસન્ન ચિત્ત, નિરરોગી કાયા;
નિદ્રા વિશેષેથી ન કદાપી ઊઠી, સ્વર્લોક જૈ દેવ સમીપ બેઠી. ૪૧

દેવો કરે જ્યાં અગણીત સેવા, ઉભા રહે આદર આજ્ઞા લેવા;
શિશુ તણા પોષણ કાજ દેવી, પ્રજાપતિનં* નિમણુંક કીધી. ૪૨

ત્હેના સ્તનોથી પયપાન કીધું, તે બાલ જેણે સુખ દાન દીધું;
પૂરૂં થયું અષ્ટમ વર્ષ જ્યારે, વિચાર કીધો મહીપાલ ત્યારે. ૪૩

સિદ્ધાર્થને રાજકુમાર યોગ્ય, થવો ઘટે શિક્ષણ કાજ જોગ;
ભવિષ્ય વાણી મનમાં ન આણી, છે ધર્મશા, બુદ્ધ તણા ન જાણી. ૪૪

પ્રધાનના મંડળ માંહી પ્રશ્ન, કીધો નૃપે, " કોણ કહે ગુણજ્ઞ;
વિદ્વાન સર્વોત્તમ રાજ્ય માંહી, બોલાવીએ સત્વર તેહ આંહી. " ૪૫

" વિશ્વામિત્ર મહા સમર્થ સઉમાં, વિદ્વાન, શાણો વળી,
" શાસ્ત્રાભિજ્ઞ તથા કલા કુશલ છે, " એવું વદ્યા સૌ લળી;
આજ્ઞા ભૂપ તણી થતાં, શીખવવા આવ્યા ઋષી રાજવી,
જોઈ શુદ્ધ શકુન મંગલ દિને, વિદ્યા દ્વિજે દાખવી. ૪૬

× × × ×

અસત્ય વાણી ન કદાપિ ભાખે, રાજી તથાપિ જન સર્વ રાખે;
સદા મૃદુ આર્જવ વેણ બોલે, જાણે હશે જ્ઞાનિ મહાન તોલે. ૪૭

મુખાકૃતિ પૂર્ણ પ્રભાવ શાળી, રહેણી સદા નમ્ર વિવેક વાળી;
ગુરૂજનોમાં હિત પૂજ્ય બુધ્ધિ દયાર્દ્ર અંતઃકરણે વિશુદ્ધિ. ૪૮

કુમારથી કોઇ વિશેષ શૂરો હતો, શિકારી નહી એક પૂરો.
યુવાન્હેકો અટકો ઉમંગે, જાતો ધસીને મૃગયા સુરંગે. ૪૯

---

* મહા પ્રજાપતિ નામની સગબાલા.

છતાં વિચારે પડતો કુમાર જવા દઇ હાથ થકી શિકાર.
યદા કદાપિ શ્રમ કલાંત થૈને અશ્વો નિસારે દુઃખ ઉચ્છવાસ; ૫૦

દેતો તજી તર્ત અનેક વેળ, જીતેલ બાજી નિજ અર્ધ બાળ.
વળી થતા હારથી મિત્ર ખિન્ન સિદ્ધાર્થ તોયે ન કદાપિ ભિન્ન ૫૧

પ્રસન્ન કર્તો નિજ ભોગ આપી, ઇચ્છા ન તેની કદીએ ઉથાપી.
દિને દિને વૃક્ષ વધારી કાયા દેછે પ્રસારી અદકીજ છાયા ૫૨

કાલ ક્રમે તેમ કુમાર ઊરે દયા તણી વૃદ્ધી થઇ જરૂરે.
તથાપિ પીડા વળી રોવું, કલેશ, અનુભવ્યું તું ન યુવાન લેશ; ૫૩

શિવાય એ નામ રૂપે રહ્યાં છે, કો રાજવી એકદીના સહ્યાં છે.
બીજા ભલે ભોગવતા દુઃખી થૈ મ્હને તથાપી ન કરી શકે કંઇ, ૫૪

પછી બન્યું એમ વસંત માસે જતો હતો હંસ તણો સમૂહ.
હિમાલયે ઉત્તર દેશવર્તિ આરામ કાજે નિશિ રાજહંસ. ૫૫

રાજા તણા બાગ વિષે થઈને સગાં સંબંધી નિજ સાથ લૈને
આનંદથી ગીત મધુર ગાતાં પ્રેમાળ જોડાં સુખથી જતાતાં. ૫૬
સ્વચ્છંદતાથી ધરી બાણુ હસ્તે ચાપે ચડાવ્યુ નિજ દેવદત્તે;
તેતર્ત અગ્રેસર પક્ષી પાંખે લાગ્યું પડયો હંસજ બાણુ સાથે. ૫૭

## શીખરિણી

કુમારે ધીમેથી નિજ કર વિષે પક્ષી લઈને,
પલાંઠી વાળીને પ્રણુય થકી અંકે ધરી અને;
બિચારાને શાંતિ દઇ ભય કર્યો દૂર પળમાં
કરી સીધી પાંખો ભરી શિતળતા વ્યગ્ર ઉરમાં. ૫૮

હથેલી કુંળી જે નવિન કદલી પત્ર સરખી,
વડે પંપાળીને મધુર વચને સાંત્વન દઇ.
ગૃહી ડાબે હાથે શર લઇ લીધું દક્ષિણુ થકી.
રૂઝાવા સારૂં ધા મહી મૃદુ મુકયાં પર્ણુ ઉષધી. ૫૯

અજ્ઞાત તોએ હજી રાજપુત્ર હતું ન જાણ્યું કદી દુઃખ માત્ર.
જરા અણી બાણ તણી સ્વહસ્તે ભોંકી વિચાર્યું વળતું કુમારે ૬૦

અરે મહા તીવ્ર વિનાશકારી, આ બાણ ક્યાં! પક્ષી વળી બિચારૂં
નેત્રે ભરી નીર કહ્યું ઉડૂને, બાપુ તને સદ્ય કરૂં છું સારૂં. ૬૧

કુમાર પાસે પછી કોઈ આવી, બોલ્યું મને દ્યો પ્રભુ પક્ષી આપી
એનો કર્યો છે વધ દેવદત્તે આ બાગમાં એ પળમાં સ્વહસ્તે. ૬૨

નહિ નહિ કદિ ભાઇ એમ થાય મુજ થકી પક્ષી ન એ હવે તજાય.
નિરગત અસુ હંસ એ હતે જો વધ કરતા લઇએ શકે ભલે તો. ૬૩

વિહગ ગરિબ એ હજી જીવે છે, નિજ વ્રણ દુઃખ થકી ઘણું રૂવેછે.

સજીવ મૃત તણો ન કાંઇ પ્રશ્ન મુજહક કારણએથી આણ્યું અત્ર ૬૪
અધિપતિ હિન એ હતુંજ વ્યોમે, અંહી પડવા પછી નાધિકાર કોને.
અતિ સરલ સખે જણાય વાત, કર મુજ સ્વાધિન સદ્ય પક્ષિ ભ્રાત. ૬૫

ગરદન ધરી હંસની સ્વગાલે, વચન વદ્યો દૃઢ થૈ કુમાર ત્યારે,
નહિ નહિ ખગ નિશ્ચયેજ મ્હારૂ પ્રથમ પડ્યું મુજ હસ્ત એ બિચારૂ. ૬૬

અગણિત વપુ ધારી જીવમાં એ, પ્રણય દયા થકી મ્હાયરૂ થયુ છે,
ક્ષુભિત હૃદય શક્તિ જે કરેછે, નવ નવલા કંઇ ભાવને ભરે છે. ૬૭

મુજ શ્રવણ વિષેજ શબ્દ દે છે, ઇહ જગના મમ કાર્યને કથેછે,
શિખવીશ જગમાં દયા જનોને કરીશ પ્રકાશ સમસ્ત વિશ્વ લોકે. ૬૮

પ્રલય કરીશ હું પીડા નરોની વિદુર થશે વળી વેદના પશુની,
નવ અગર રૂચે કહ્યુંજ મ્હારૂં, સુગમ તદા પથ અન્ય હું બતાવું. ૬૯

વિદિત સકલ પ્રજ્ઞને વૃતાંત અથ ઇતિ માંડી કરો તમેજ ભ્રાત,
વચન કબુલ પંચનું છ મ્હારે વળી કરવું પડશેજ તે મ્હારે. ૭૦

ભરી સભામાં થઈ પૂર્ણ ચર્ચા કોઇ કહે આમ ન એમ બીજા,
પછી ઉઠી એક અજાણ્યુ વિપ્ર, બોલ્યો સભામાં શુભ વાણી ક્ષિપ્ર. ૭૧

## વંસત તિલકા.

વિશ્વં સકાર કરતાં પરિ પાલનાર.
જો છે વધુ હક, અધિપતિએ થનાર.
સંહારનાર કૃતિમાં વિકૃતિ કરેછે,
સિદ્ધાર્થ ને વિહગ દેવું ખરે ઘટે છે. ૭૨

આ ન્યાયથી સર્વ થયા પ્રસન્ન કોને રહ્યા સંશય નહિ મંન;
સન્માન દેવા પણ શોધતામાં પત્તો મળ્યો વિપ્ર તણો નહી ત્યાં. ૭૩

ફરી દીઠો ત્યાંથી પસાર થાતાં કોયે, હશે બ્રાહ્મણ દેવ રૂપે;
અનેક વેળા ત્યમં પૂર્વ કાળે, આવેલ દેવો નજનો નિહાળે. ૭૪

સેવા દયા કાર્ય તણો પ્રચાર, એ રીત આરંભ કર્યો કુમાર;
પરંતુ તે પક્ષી સિવાય એક, ચિંતા તણો ખ્યાલ હતો ન છેક. ૭૫

સંભાવના સ્નેહ ભરી ચિકિત્સા, કીધે થયું પક્ષી નીરોગી દેહે;
પ્રસન્ન થૈ પક્ષી ગયું સ્વ વેગે, કુમારને આશિષ દૈ ઉમંગે. ૭૬

## વસંત તિલકા.

બીજે દિને કહ્યું નૃપે, "પ્રિય પુત્ર ચાલો,
લીલા વસંત ઋતુની, વનમાં નિહાળો;
દે છે અનેક ઉપભોગ, ધરા ધણીને,
આનંદ ખેડુત કરે, ફલને લણીને.:— ૭૭

સંપત્તિ પૂર્ણ મુજ રાજ્ય વિષે સુખી છે,
લોકો બધા, ધન અખૂટ તીજોરીમાં છે;
પંચત્વ પામીશ જરા જરથૈં યદા તું,
આ રાજ્ય લક્ષ્મી વરનાર, થશે તદા તું.:— ૭૮

શોભે મનોહર ઋતુ, નવ પલ્લવોથી,
ઉગી વનસ્પતિ, અનેક નવાં–કુરોથી;
લીલું સુકોમળ વળી અહી ઘાસ જોઆ,
ને નાદ ખેડુત તણા, સુણીને સુખીથા.":— ૭૯

ઉદ્યાન સુંદર અનેક કુવા નિહાળી,
ચાલ્યા વળી. નિરખતા ધરણી રસાળી;
ખેડાઇ જે બળદના બળવાન સ્કંધે,
પાછી પડે હળ મહીંથી વિશાળ રેખે. ૮૦

વ્હેતી હતી મધુર નાદ કરી નદી જ્યાં,
સૌગંધ યુક્ત સુકુમાર તરૂ હતાં ત્યાં:
અન્ય સ્થળે નવિન રોપણ ધાન્ય થાયે.
આનંદનો ધ્વનિ બધે વન સંભળાયે. ૮૧

વંદા, અલી, ચરકલા, સરડા વિગેરે,
સૌ એ મળી કિલકિલાટ મચાવી ભારે.
વાડો વિષે સ્થળ સ્થળે સઉ દોટ દેતાં.
દર્શાવી હર્ષ કુસુમાકર રાજ્ય નો ત્યાં. ૮૨

ને આમ્ર ગુચ્છ મહીં ભાસ્કર પક્ષી દોડે.
કાસાર કામ કરતો દઈ ઘા હથોડે;
ખીસ્કોલીઓ ફરતી ત્યાં ઉડતી તી' મેના.
ચીંચીં કરી ભગિની સમ જરા રહેના ૮૩

રંગીન મત્સ્યજ જળાશય માંહી એઠાં.
ભેંસો તણા સમુહમાં બગ સર્વ પેઠા;
આકાશમાં સમડી વર્તુલમાં ફરે છે.
દેવાલયે મયુર નૃત્ય શિરેડ કરે છે. ૮૪

ભૂરાં કબુતર ઘુઘુ દરમાં કરે છે.
ને ગામમાં લગન ઢોલક ગડ્ગડે છે;
સર્વ સ્થળે વિપુલતા+ સુખ શાંતિ જોઇ.
સિદ્ધાર્થ એમ સમજ્યો સુખી સર્વ કોઇ. ૮૫

---

ડ શિખર પર. + આબાદાની.

## દ્રુતવિલંબિત

પણ નિરીક્ષણ સૂક્ષ્મ જરા કરી, નિરખી જીંદગી કંટકથી ભરી;
ઉદર પોષણ કાજ કરે ઘણો, શ્રમ પ્રતિક્ષણ ખેડુત બાપડો. ૮૭

લઇ પરોણી કરે થકી ભોંકતો, ભભુકતે તડકે વૃષ પ્રેરતો:
પછી દિઠું; સરડો કયમ કીડીને, ગળી જતો જડબા મહીં બીડીને. ૮૮

ઉભયને ગ્રસતો વળી સર્પને, સમડીનો ત્યમ ભક્ષ અહી બને.
જગ વિષે લડતાં વળી માછલાં, અવરના મુખથી બળી લૂટતાં.
સમડી પાછળ બુલ્બુલની પડે ત્યમ પતંગ જ કોયલને જડે. ૮૯

## શાર્દૂલ વિક્રિડીત.

એ રીતે સરવત્ર એક. હણીને પોતે હણાતું પછી,
બીજાના વધથી જીવાય નિજથી શંકા ન એમાં કશી:
માયાનો પડદો દિસે ઉપરથી શોભા ભર્યો; ખોલતાં:
મોટો ક્રૂર પ્રબંધ છે કપટનો, એકેકને છેદતાં. ૯૦

ન્હાના જંતુ થકી મનુષ્ય સુધી સૌ લે જીવ એકેકનો.
ને પાછો પ્રતિઘાત માનવી કરે પોતા તણા ભ્રાતનો.
જોઇ જીવન કલેશ આ જગતનો સંતાપ પામ્યો ઘણો.
સંસ્કારી ઉરનો કુમાર વળતો નિશ્વાસ નાંખી વદ્યો. ૯૧

" શું આ સુખી જીવન પૃથ્વી તણું બતાવા
" વ્હાલા પિતા અહીં ત્હમે મુજનેજ લાવ્યા?
" હા ! કેટલા શ્રમથી ખેડુત અન્ન ખાતો,
" આ માર, ભાર બળદે કયમ રે સહાતો ! ૯૨

" આ યુદ્ધ હા ! તુમલ નિર્બળ ને બળીનું
" અસ્તિત્વ છે શું અંહી* સત્વ વિરોધીઓનું !

---

* આ જગતમાં.

" વિશ્રામ વારિ મહી કાંઈ ન છે અરે શું?
" જાઓ તમે અહીં વિચાર જરા કરું છું. ૯૩

જંબુ વૃક્ષ તળે કુમાર જઇને પદ્માસને બેસીને,
" શામાટે દુઃખ ભોગવે જન બધા ગર્ભાશયે પેસીને;
" શું કીધે જન મુક્ત થાય જગના ફેરા મહીથી વળી?
કીધો ત્યાં મનમાં વિચાર " કયમ આ જાયે ઉપાધિ ટળી. ૯૪

અંતર્વિષે અતિ ઘણી ઉપજી કરૂણા,
જીવંત વસ્તુ પર પ્રેમ અગાધ જન્મ્યો; +
ઇચ્છા થઇ પ્રબલ દુઃખ વિદારવાને.
આનંદ એ પરમ માંહી સમાધિ પામ્યો. ૯૫



+ ઉદ્ભવ્યો.

# સર્ગ બીજો

## યશોધરા મિલન.તારામૈત્રક અને વિવાહ.

### ( ઉપજાતિ. )

કુમારની ઉમ્મર એ અઢાર, આજ્ઞા કરી ભૂપતિ તેણીવાર
વિહાર સ્થાનો ત્રણ ભવ્ય રૂપ, બંધાવવા પૃથ્વી વિષે અનૂપ. ૧

શિશિરવિષે શીત વિદારનારો, પ્રાસાદ બાંધ્યો તંહી એક સારો.
નવા નવા આરસથી જડેલ, બીજો કર્યો ગ્રીષ્મ તણો મહેલ. ૨

ત્રીજો વળી પકવ ઇંટે ચણેલો, ભૂરે તથા જે નળીએ મઢેલો
વર્ષા સમે વાસ કરી રહેવા, બાંધ્યો હતો મ્હેલ સુવાસ લેવા. ૩

ને ત્યાં બનાવ્યા રમણીય બાગ, સુગંધી જ્યાં પુષ્પ ઉગે અથાગ.
ઝરા વહે નિર્મળ વારિનાને, કસ્તુરી મ્હેકે સઉ વાડપાને. ૪

અનેક ત્યાં મંડપ ઘાસવાળા સિધ્ધાર્થને કાજ કર્યા રૂપાળા.
યથેચ્છ જ્યાં એ વિચરે ઉમંગે, ખેલાડી મિત્રો લઇને સ્વસંગે. ૫

ઘડી ઘડી ખેલ નવા રમૂજી આનંદ વિના નહી વાત બીજી,
છતાં વિચારો મનમાં કદાચ, સિદ્ધાર્થને આવી કરે ઉદાસ; ૬

કાસાર વારિ જ્યમ કૃષ્ણ થાય, તે ઊપરેથી જ્યમ અભ્ર જાય,
કુમારને કોદિન એમ થાતું, શુધ્ધોદને જાય ન જે સહાતું. ૭

આથી નૃપે મંડળ મંત્રીયોનું, ભરી વિચાર્યું પ્રિય બાંધવો રે !
ધારો તમે શું ફળીભૂત થાશે, ભવિષ્ય વાણી મુનિ વૃધ્ધની તે ! ૮

આ પુત્ર મ્હારો અતિ પ્રાણ પ્યારો, સમસ્ત ભૂનો મહીપાલ ન્યારો;
રાજા તણો રાજ થશે અને એ, અરિ તણાં મસ્તક છેદશે કે ! ૯

જે વાંછના હું હૃદયે ધરૂંછું, સુભાગ્યથી તે કદી સિદ્ધ થાશે ?
કે આદરી કષ્ટ ભર્યાં વ્રતોને, ઉદાસ સંન્યાસ વિષે શું જાશે ? ૧૦

સંરક્ષવા યોગ્ય બધું ત્યજીને, શું લાભ થાયે ભીખને ભજીને ?
પ્રાસાદમાં વાસ યદી કરે છે, વિરાગ માંહી મનને ધરે છે. ૧૧

કિંતુ તમે છો સઉ બુધ્ધિશાળી, મ્હને બતાવો શિખલાભ વાળી.
પાછો વળે જેહથી રાજ માર્ગે, ઉપાય એવો કંઈ એક યોજો. ૧૨
જેથી ફળે સર્વ સુચિન્હ ને એ, ધરે ધરા પાલન કાજ બોજો.

## શાર્દૂલ વિક્રીડિત.

મંત્રી વૃદ્ધ વદ્યો પ્રભુ પ્રણય એ સર્વસ્વ સુધારશે.
રામાનો જળપાશ શૂન્ય, ઉરને જાદૂ થકી સાંધશે.
શું જાણે મહીમા અગાધ, ઉમદા આ બાળ સૌંદર્યનો.
વાંકા નેત્ર સુમિષ્ટ હોઠ કરશે વિધ્વંસ એ ધૈર્યનો. ૧૩

ભૂલાવે સઉ ભાન સ્વર્ગ સુખનું, એવી કુરંગાક્ષિણી,
મુગ્ધાંગી ચપલા, સરોજ વદના, ને યૌવના પદ્મિની;
સાથે લગ્ન કરો વળી રસિકડા હ્યો મિત્ર સૌ ખેલવા.
સાચું હું કહું છું નરેશ તમને, આ ઇષ્ટ એને દવા. ૧૪

## તોટક.

પુરમાં પીટી દાંડી સિપાઇ કહે, " તરૂણી રમણી સઉ રાજ ગૃહે;
" જઇ આજ કૃતારથ જન્મ કરો, નૃપ પુત્ર કરે થકી ભેટ વરો. ૧૫

" સઉને મળશે મૂલવાન કંઇ, પણ ઉત્તમ રૂપ વિષે અદકી; "
પ્રમદાજન વસ્તુ કપીલ તણી, હરખે નૃપ મંદિર આવી ઘણી. ૧૬

નિજ કામની કેશ કળાથી કસી, સુરમો નયનો મંહી સ્હેજ સજી;
પ્રતિ અંગ વિષેજ સુગંધ ભરી, વળી મંગળ ભૂષણ વસ્ત્ર ધરી. ૧૭

સુકુમાર કરે ત્યમ પાદ પરે રસ રક્ત અલક્ત પ્રકાશ કરે;
ગતિ મંદથી જાય વિશાળ દ્રગા, ધરણી પર દ્રષ્ટિ ઠરાવી તદા. ૧૮

પણ સન્મુખ કોઈ ન જોઈ શકે, યુવરાજ પ્રભા થકી ઝાંખી પડે;
સઉને ઉર આદર ઓર થયો, મુખ કાંતિ નિહાળી ન જાય કહ્યો. ૧૯

અવલોકી કુમાર પ્રશાંત વળી, દ્રઢ પૂર્ણ વિચારી શકે ન કળી.
નિજ ભેટ ગ્રહી મુખ નીચું કરી, ગભરૂ ગભરાઈ જતી નિસરી. ૨૦

કદી કામિની ચારૂ વિશેષ જુવે, તવ હર્ષથી લોક વધાવી સ્તુવે.
પણ પાસ જતાં ભયભીત મૃગી, સમ ભામિની કંપતી ભેટ લીયે. ૨૧

પછી અન્ય પળે શરમાઇ રમાં, ઝટથી જઇને મળતી સખીમાં.
યુવરાજ મહા ઋષિરાજ સમો, અતિ પૂજ્ય અલૌકિક દેવ દિસે. ૨૨

\+ + × +

અનુક્રમે એમ બધી કુમારી એકત્ર થૈ બક્ષીસ લૈ વિચારી,
ભેટો થઈ પૂર્ણ બધી હવે છે, યશોધરા એકલી ત્યાં રહી છે. ૨૩

### તોટક.

મુખ કાંતિ ઉષા સમ ચાલ ઉમા, સરખી વળી આકૃતિ સ્વર્ગ ત્રિયા.
અનુરાગ વિષે હરિણીં સરખાં, દ્વય લોચન સુંદર નેહ ભર્યાં. ૨૪

મુખ અબ્જ મનોહર જાદુ ભર્યું, નવ શબ્દથી જાય કદી ચિતર્યું.
અલબેલી ધરાયશની નીરખી, યુવરાજ ટટાર થયો ચમકી. ૨૫

અબલા જન એકલી આ પ્રબલા, કરીને સ્થિર દૃષ્ટિ વિલોકિ શકી!
કરતાલ પયોધર પર્ધરીને, નિજ ભવ્ય ગ્રીવા સરખી કરીને. ૨૬

સ્મિતહાસ્યથી સુંદરી એમ વદી, મુજ બક્ષીસ દ્યો રહી હોય યદી.
પ્રતિ ઉત્તર દે યુવરાજ તદા, પુરી ભેટ સબી થઈ છે પ્રમદા. ૨૭

પણ ભૂલ ક્ષમા કરી આરહીજે, યદ કિંચિત વસ્તુ સ્વિકાર કિજે.
કહી એમ કુમાર સ્વકંઠ મહી થકી નીલમણી તણી માળ ગ્રહી. ૨૮
સુકુમાર ગ્રીવા મહી સેરવી દે, નિરખે તવ તારક મૈત્રી થઈ

ઇનામ દેતી વખતે નિહાળ્યો જેણે હતો રાજકુમાર તેણે,
નૃપાલને સર્વ કહયો વૃતાંત એહો હતો એ દરકાર ભ્રાત; ૨૯

" યશોધરાને પણ દેખતામાં, મુખાકૃતિ ભિન્ન થઈ જરામાં.
" એકકને એ નિરખે ઉમંગે, દે ભેટ માણિક્ય તણી સુરંગે. ૩૦

" ને ભાવના સૂચક નેત્રપાત, વડે જણાઇ હતી સ્પષ્ટ વાત."
સુણી હસ્યા ભૂપતિ તેણીવાર, આવ્યો અલ્યા હાથ હવે શિકાર. ૩૧

એ બાલિકાની કરવા સગાઈ, દ્યો પાઠવી સદ્યજ દૂત ભાઇ"
પરંતુ આચાર વિશિષ્ટ એક, સૌ શાકયને માન્ય હતોજ નેક. ૩૨

જે કોઇ ઇચ્છે કુળવાન કેરી, પુત્રી 'રૂપાળી' કમનીય ગોરી.
નિપૂણતા ક્ષત્રિયની કળામાં, તેણે કરી સિધ્ધ બતાવવી જ્યાં, ૩૩

ભેગા થયા હોય અનેક વીરા, ઉમેદવારો બળવાન ધીરા.
એ સર્વને મ્હાત કરી શકે જે, કન્યા તણો પાણી ગ્રહી શકે તે. ૩૪

પ્રચાર પુરાતન એ અખંડ, રાજા ભલે તોય કરે ન ભંગ.
કન્યા તણો તાત કહે જઇને સાષ્ટાંગ મ્હારા નૃપને કહોકે. ૩૫

માગાં કર્યાં છે કંઈ એક રાયે, પુત્રી તણી આશ કરે બધાયે.
સિધ્ધાર્થ જો સિધ્ધ કરે સ્વયંનું કૌશલ્ય, ને માન હરે બધાનું ૩૬

તો કાંઇ વાંધો નવ છે હમોને, પુત્રી ખુશીથી દઈશું તમોને.
પરંતુ આવા અળગા સ્વભાવે, કુમારથી તે કયમ સંભવે એ ? ૩૭

આ સાંભળી ખેદ થયો નરેશ, હવે થશે કેમ અરે મહેશ!
અસ્વારમાં અર્જુન શ્રેષ્ઠમત્ત, બાણાવલીમાં વળી દેવદત્ત. ૩૮

અસી વિષે ઉત્તમ નંદનાથ, એ સર્વથી કેમ ભીડાય બાથ?
કહે હસી કિંતુ કુમાર તાત ! એ માંય તે શીજ મહાન વાત ? ૩૯

દાંડી પીટી એમ બધે જણાવો, જેને ગમે તે હરકોઇ આવો.
હું સર્વ સાથે રમવા તૈયાર, વિલંબ મ્હારે નવ છે લગાર. ૪૦
હું એ બધાથી ગભરાઇ તાત ! યશોધરા છોડીશ ! એ શી વાત?

## વસંત તિલકા.

તૈયાર છું હું રમવા સઉ સાથ તાત, સૌને કરો વિદિત એ અથ ઈતવાત.
નિર્માણ એક દિન જંગલમાં બધાયે, આવે ભલે સુભટ જે બળીયા ગણાયે. ૪૧

દાંડી પીટાઇ "જન સૌ દિન સાત માએ, સિદ્ધાર્થ સાથ ભીડી બાથ ચહે યુવા જે
"તે સર્વને વિદિત કે તૈયાર થાજો, મેદાન માંહી લડવા નવ કોઇ લાજો. ૪૨

## પદ

"સર્વ શિરોમણી બળીઓ જેહ, યશોધરાને વરશે તેહ.
શાકય પ્રજા જન ચાલ્યા સર્વ, દીન તવંગર મૂકી ગર્વ. ૪૩

વાજીંત્ર નાના વિધના વાય, યશોધરા પાલખીમાં જાય.
સમવયસ્ક સહચરીની સાથ, હરખ ન માયે મળવા નાથ. ૪૪

કનકશીંગને પુષ્પ સજેલ, મદમાતા વૃષ કરવા ખેલ.
દેવદત્ત અર્જુન ને નંદ. આવ્યા બાળ જાણે મકરંદ, ૪૫

કંટક હય પર રાજકુમાર, આવ્યો શોભાનો નહી પાર.
જોઈ મેદની હય હણહણ્યો, આશો સંગ જાયે નવ ગણ્યો. ૪૬

સિધ્ધાર્થ મનમાં વિસ્મય થાય, જોઈ પચરંગી જન સમુદાય.
નરપતિ સમ નર ધારે દેહ, ખાન પાનમાં અળગા તેહ. ૪૭

પ્રાસાદે કો રમતા રંગ, રહે ઝુંપડામાં કો ભંગ.
શાલ દુશાલા કોને અંગ, અન્ય બિચારા ફરતા નંગ. ૪૮

હર્ષ શોક સુખ દુઃખ તે છતાં સૌ સૌ ને કદી સરખાં થતાં.
પછી કુમારની દૃષ્ટિ ફરી, યશોધરાને નીરખી ઠરી. ૪૯

મુખ મલકાવી ખેંચી લગામ, હય પીઠેથી કૂદ્યો જવાન.
કરી ગર્જના બોલ્યો કુમાર, ''સાંભળજો કહું જે આવાર. ૫૦

## શાર્દૂલ વિક્રિડીત

''આ મુક્તા ફુલ છે અતીવ નવલું, સૌંદર્યનું ધામ એ,
શ્યામા સંગ મુખે સદૈવ રમતું, સદ્ગુણનું નામ એ;
જે હોયે બળવાન શ્રેષ્ઠ વિરલો, ને જે યશસ્વી ખરે.
રામા રમ્ય યશોધરા મનહરા તે ભાગ્યશાળી વરે. ૫૧

## પદ

નન્દે પ્રથમ કર્યું આવ્હાન. અર્જુન બીજો બળની ખાણ.
પીત્તળનાં મુકયાં બે ઢોલ. દૂર ૭ ગાઉ તેનાં તોલ. ૫૨

દેવદત્તએ બે થી વધ્યો, અષ્ટ ગાઉ પર તત્તપર થયો.
સિધ્ધાર્થે કહ્યું એ શુ બસ ? ઢોલ મુકો મ્હારૂ ગઉ દશ. ૫૩

નન્દાર્જુને કીધી શરૂઆત, ચઢાવી ચાપ કીધો શરપાત,
પછી દેવદત્તે નિજબાણ, પરમ કળાએ કર્યું પ્રયાણ. ૫૪

સણસણાટ શર ચાલી ગયું, ઢોલ ભેદીને હેઠું થયું,
હર્ષ ગર્જના લોકે કીધ, યશોધરા મન માંહી બીધ. ૫૫

ઘૂમટ તાણી ઢાંકી દૃષ્ઠ, રખે નીરખવું પડશે કષ્ઠ,
રખે મન માન્યો હારી જાય, પ્રયત્ન એનો જો નિષ્ફળ થાય, ૫૬

ચાપ ગ્રહ્યું પછી રાજ કુમાર, થયો કરવા તત્પર ટંકાર,
નેતરનું રંગેલું ચાપ, રૌપ્ય તારથી બાંધી માપ. ૫૭

બળીઆ પણ ધારી નવ શકે, વેંત એક ખેંચી ને થકે,
કરી હાસ્ય ગ્રહ્યું રાજ કુમાર, '' અલ્યા એના તે શા છે ભાર. ૫૮

પલક એકમાં ખેંચી તાંત, છેડા થયા બેઉ એક સાથ,
કડાક લઇને કટકા થયા, ચાપ ભાગ બે અળગા પડયા. ૫૯

કુમાર કહે એ આળ પંપાળ, રમે રમત એનાથી બાળ,
નથી ચાપ બીજુ મજબુત, અહવા ઘટે શાકયના પૂત." ૬૦

વદ્યા એક છે સુંદર ઘણું, ઉત્તમ ધનુ સિંહહનુ તણું,
કૈંક દીનથી મંદીર મંહી, પડયું કોણ તે લાવે અહી. ૬૧

સદ્ય કુમારે આજ્ઞા કીધ, દૂતે ધનુષ ત્યાં લાવી દીધ,
પુરાણું કૃષ્ણ લોહનુ ચાપ, બાંધ્યા સુવર્ણ તંતુ અમાપ. ૬૨

ઘુંટણ સાથ ખેંચી બે વાર, વદયો કુંવર લ્યો "કરો શિકાર"
અહે કોણ કોની મગદૂર, સૌનાં તત્ક્ષણ ઉતર્યાં નૂર. ૬૩

પછી કુમારે લીધું હાથ, હળવે લઇને ખેંચી તાંત
શર ખેંચતાં થયો રણકાર, બીધા લોક આશો ભણકાર. ૬૪

કહે નગર જન એટંકાર, કરી રહયો છે રાજકુમાર.
બળીયા સિંહ હનૂનું બાણ, અધુના જુઓ થશેજ પ્રયાણ. ૬૫

તડિત વેગ શર ચાલ્યું જાય, ગગન ગજાવી ભેદી કાય
દ્વોલ્ન મંહીથી નીસરી બ્હાર, નજર થકી ગયું પેલી પાર. ૬૬

પછી દેવદત્તે તલવાર, વૃક્ષ પરે કર્યો પ્રહાર.
પડ આંગળ પાંદપ સંહર્યું એક (આંગળ)અર્જુને અદકું કર્યું. ૬૭

નંવ આગળ જે જાડું વૃક્ષ, ભેદ્યું તેને નન્દે દક્ષ.
પણ બે એવાં સ્થાણું સાથ, ઉગ્યાં જાણે બીડી બાથ. ૬૮

સિદ્ધાર્થે લઇ કરમાં અસી, ચમક લઇને મૂકી કસી.
થડ ભેદીને નિસર્યું ખડ્ગ, છતાં ઝાડ તો રહ્યાં અડગ. ૬૯

નન્દ કહે કટકા નવ થયા, વળી ધાર, પાદપ આ રહ્યાં.
યશોધરા બીધી મન માંહ્ય, આતો ઝાડ રહ્યાં છે ત્યાંય. ૭૦

નભ માંહેથી નીરખે દેવ, મુદિત અનિલ પ્રેર્યો અહમેવ.
ઉભય ગુચ્છ લીલાં તત્કાળ. પડ્યાં રેતમાં તેને ભાળ. ૭૧

+ + +

ચપલ ગતિ હય પાણીદાર, ઉચ્ચ કોટી ને મનહરનાર.
સરત થઈ સૌ સ્વારો સાથ, કંટક નિવડ્યો તેનો નાથ. ૭૨

સર્વોત્તમ હય પાછળ પડ્યો, જેને કંટકે પોઇસ કર્યો.
કહે નંદ એમાં શું થયું? સિદ્ધાર્થે શું અચરજ કર્યું? ૭૩

કંટક પર બેસી સૌ કોય, જય પામે એ નવલું ન્હોય.
અનાવિદ્ધ લાવો હય એક, જુઓ થાય પ્હેલું કો છેક. ૭૪

રજની સમ કાળો બીજાશ્વ, બાંધી લાવ્યા તેથી ખ્વાસ.
ત્રણ સાંકળ બાંધ્યો વિક્રાંળ, ચક્ષુ ભયંકર જાણે કાળ. ૭૫

દીર્ઘ નાસિકા વળી વિશાળ, શોભે મોટી હયની યાળ.
નાળ હજી પગમાં નવ દીઠ, જીન ચડયું નવ કોદી પીઠ. ૭૬

ચડ્યો ન કોદિ એ પર સ્વાર, અશ્વ તણો એવો છે સાર.
શાકય બધાએ ત્રણ ત્રણ વાર, કીધો પ્રયાસ થવાને સ્વાર. ૭૭

પણ કોનું નવ ચાલ્યું જોર, કીધી ગર્જના અશ્વે ઘોર.
પીઠ પરેથી પટક્યા સ્વાર, થયા ધુળમાં ગારાગાર. ૭૮

શરમિંદા થૈ બેઠા સર્વ, નીચું નીરખે મૂકી ગર્વ.
ફક્ત અર્જુને થોડી વાર, સ્થીર કર્યું નિજ આસન સાર. ૭૯

સાંકળ છોડી છૂટો કીધ, ડાબી બાજુએ બાંધી દીધ,
દઢ લગામ પકડી છે હાથ, જાણે હશે સ્વરનો નાથ. ૮૦

જકડયાં જડબાં હયનાં દ્વય, જાણે હવે નથી કંઇ ભય..
ક્ષુભિત ક્રોધને ભયથી ભીત, દોટ સપાટી અશ્વે દીધ. ૮૧

વર્તુલ એક અનાડી ફર્યો, પછી અચાનક ઉભો થયો.
કડકડતા કકડાવી દાંત, પોતાની દર્શાવી જાત. ૮૨

અર્જુનનો પકડીને પાય, હેઠ પાડીને ચીરવા જાય.
એવે દોડયા સૌ હયપાલ, મત્ત પશુપર નાંખી જાલ. ૮૩

વદ્યા સર્વ પશુ એ છે ભૂત. છેડો નહિ એને નૃપ પૂત.
એને ઉંદર રહે તોફાન, રક્ત વિષે રમતો સેતાન. ૮૪

કહે કુમાર " ગભરાશો નહી, હું એના પર બેસું સહી.
છોડો સાંકળ વાજી તણી, ફક્ત લગામ છે પુરતી ઘણી; ૮૫

અહી કુમારે રેણુ હસ્ત, થયાં ચકિતત્યાં લોક સમસ્ત.
દક્ષિણ કર હય નેત્રે ધર્યો. શબ્દ કાંઇ પછી કર્ણે કર્યો. ૮૬

પંપાળીને ઠોકી પીઠ, વિધી સર્વ આ લોકે દીઠ.
અશ્વ જંગલી શાણો બન્યો, નરમ ઘેંસ પલમાં તે થયો. ૮૭

પૂર્વ જન્મના કંઇ સંસ્કાર, પ્રકટ થતાં નવ લાગી વાર.
લઈ લગામ થાતાં સ્વાર, ધસ્યો સરળ જયમ જળની ધાર. ૮૮

કહે લોક " બસ બસ બહુ થયુ, હવે કાંઇ બાકી નવ રહ્યુ
" સિદ્ધાર્થની સરસી છે થઈ, " યુવક વર્ગ કહે " હાએ ખરી ૮૯

સુપ્રબુદ્ધ કન્યાનો તાત, વદ્યો " કબુલ છે મ્હારે વાત.
" પરમ પ્રેમ તુજમાં અમ તણો નિપુણ ધીરતું સૌમાં ઘણો. ૯૦

" અચરજ પણ અમને એ થાય, સુખ ગુલાબ મંડપની મ્હાંય
" સદા વસી વત્સ કયાંથી શીખ, મંત્ર, તંત્ર શીખ કોણે દીધ? ૯૧

" મન તરંગના સ્વપ્ના વિષે, રણ વિદ્યા તે ક્યાંથી દીસે?
" છતાં હવે કરવી ના વાર, પ્રાણદ્રવ્ય લ્યો અંગીકાર."     ૯૨

## વસંત તિલકા

આજ્ઞા થતાં ગુરૂ તણી રમણીય બાળા.
ઊઠી ગ્રહી કર વિષે નિજ પુષ્પમાળા;
ઢાંક્યું પછી વદન સાળુ થકી સુનેરી.
જે છે વિવેક મય રીતજ આર્ય કેરી.     ૯૩

ધીમે પગે મદભરી મલકંતી આવે.
સિદ્ધાર્થ જે સ્થલ ઉભો સુરલોક ભાવે; (દેવતાની માફક)
નીચી વળી વિનયથી કરી વંદનાને.
ખુલ્લું કર્યું વદન અંબુજ અંગનાએ.     ૯૪

## સ્રગ્ધરા

ગ્રીવામાં પુષ્પમાળા, નરપતિ સુતની સેરવીદે ઉમંગે.
ઢાળ્યું પ્રેમાળ બાળા નિજ શિર સુતની, છાતીમાં પૂર્ણ રંગે;
" વ્હાલા દાસી તમ્હારી! તન મન થકી હું આજથી થૈ સુભાગા
" શર્ણે આવી ચહુછું, તવ સુખ દુઃખમાં દીન ભર્તાનુ રાગા."     ૯૫

## મંદાક્રાંતા

આવું બોલી ઘુમટ વદને, ઢાંકી બાલા સિધાવે.
હસ્તે હસ્તો, પ્રિયકર તણાં ઝાલી હેતેથી ચાલે;
હૈયે હૈયું વધુ વર તણું હેતથી ઊછળે છે,
લોકો જોઈ ખુશ ખુશ થઇ શુભ આશીષ દે છે.     ૯૬

વર્ષો પછી જ્ઞાન થયું પ્રભુને, આ વાત ત્યારે સૂચવી જનોએ.
હે દેવ શા કારણ શ્યામરંગ, સાડી સુનેરી ધરી દેવી અંગ.     ૯૭

ત્યારે કહ્યું વિશ્વ પ્રણીત બુદ્ધ, મને ન કાંઈ પણ એક શુદ્ધ.
પરંતુ કિંચિત્ મન માંહી ભાસ, હતો મને જે કહું છું હું દાસ. ૯૮

સંસારનું ચક્ર ક્રમે ફરે છે, ઊંચુ નીચું જન્મજ મૃત્યુ કેરૂં.
વિચારને સંસ્મરણો વિષે કૈં, મનુષ્યને ભાન થતુ ઘણેરૂં. ૯૯

જન્માંતરો પૂર્વ હતો હું વાઘ, હતા શરીરે મુજકૃષ્ણ ડાઘ.
ક્ષુધા તૃષાથી દુખીયો થયેલો, હિમાલયે હું ભમતો છકેલો. ૧૦૦

મ્હારા સમા મિત્ર બધાજ ક્રૂર, સાથે મળી હું ફરતો વિદૂર.
હમે લપાતા તૃણના સમૂહે, જોતા હતા વાટ પશુ તણી જ્યાં. ૧૦૧

ચરી ચરી ઘાસ સમીપ આવે, તરાપ મારી ગ્રહતા હમે ત્યાં.
કદાચ હું તારકના પ્રકાશે, શિકાર માટે રમતો નિશામાં. ૧૦૨

અશાંતને ક્રૂર થઈ ફુંફાટા, મારી ફરૂં હું વનના પથોમાં.
મનુષ્યનો ને મૃગ માંસ કેરો, આસ્વાદ લાગે મુજને ઘણેરો. ૧૦૩

વનેચરો ક્રૂર વિષે ભમંતાં, વને અઘોરે મળી વાઘણી ત્યાં.
બધાં પશુમાં કમનીય નારી, એની જડે જોડ નહી સ્થળે ક્યાં. ૧૦૪

શરીરનો રંગ હતો સુનેરી, ચટાપટા તે પર શ્યામ ઘેરી.
યશોધરાએ ધરી જેવી સાડી, તે વર્ણની સુંદર વ્યાઘ્ર લાડી. ૧૦૫

ગાંડા થયા વાઘણ પૂંઠ વાઘ, પંજા અને દાંત થકી વિદાઘ.
સંગ્રામ માંડ્યું વરવા બધાયે, બેસી જાએ વાઘણ લીંબ છાંયે. ૧૦૬

અનેક ચીર્યા વનરાજ દંત, પંજે થયા મ્હાત બીજા મહંત.
વિરામ જ્યારે થયું યુદ્ધ ત્યારે, મદે ભરી માનીની પાસ મ્હારે. ૧૦૭

કરી તિરસ્કાર હણાયલાનો, ચાટે મને પ્રેમ ન માય ભારે.
હમે ગયાં બે જણ શાન માંહી, એકેકનું અંતર ઊર સાહી. ૧૦૮

## શિખરિણી

શુભે દીને મૂર્તે શુભ શકુનમાં દંપતી તણી.
નૃપાલે આરંભીઃ પરમ હરખે લગ્નજ વિધી.
બિછાનાં બીછાવ્યાં. નવલ તરૂનાં તોરણ કર્યાં
વજાડ્યાં વાજીંત્રો, જન ઉદર અન્નોદક ભર્યાં. ૧૦૯

ઉડાવ્યા ફુવારા, પરિમલ તણા સર્વ નગરે.
દ્વિજે સુત્રો બાંધ્યાં, મીંઢળ લઇને દંપતી કરે.
ફરી મંગલ ફેરા, ઉભય જણ કંસારજ જમ્યાં.
દ્વિજોને દક્ષિણા દઇ, નિજ ગુરૂને જઈ મળ્યાં. ૧૧૦

વધા વિપ્રો મંત્રો સકલ જનને આશીષ દઇ.
બધે દેવસ્થાને નૃપ હુકમથી ભેટજ ગઇ.
કર્યા છેડા ભેગા, વધુ વર તણાં વસ્ત્ર લઇને.
પિતા કન્યાનો ત્યાં કુંવર પ્રતિ કહે નમ્ર થઈ. ૧૧૧

## માલિની

નરપતિ સુત મ્હારી દીનની બાળકી આ.
તવ શરણ કરૂં છુ, આજથી લાડકી આ.
અરપું જીવન એનુ એ હવે શર્ણ ત્હારે.
કરૂણ થઈ નિભાવો, યાચવું એજ મ્હારે. ૧૧૨

પતિગૃહે દેવી યશોધરાને લાવ્યા. પછી મંગલ ગીત ગાતાં.
વાગે નગારાં રણશીંગ ફુંકે પ્રેમામૃતે દંપતી લીન થાતાં. ૧૧૩

સંતુષ્ટ આથી ન થયાં નરેશ; અનંગ વિશ્વાસ ભર્યો ન લેશ;
આજ્ઞા કરી ભૂતિએ બનાવા, કંદર્પ કારાગૃહ ત્યાં ચણાવા. ૧૧૪

વિશાળને સુંદર મ્હેલ બાંધ્યો, શોભા વિષે કાંઇ મળે ન વાંધો
આગાર વિશ્રામ તણી ન જોડી મ્હેલો ઘણા તો પણ મુલ્ય કોડી. ૧૧૫

મધ્ય સ્થળે પર્વત એક ઉભો. વનસ્પતિ ભાર અઢાર ડોલે.
વહે સરિત્ રોહીણી પાદ પાસે, જઈ મળે જાન્હવી પૂર છોળે. ૧૧૬

વિશાળ ધાડુંવન દક્ષિણે ત્યાંઃ નાના વિધિનાં તરૂ ઊગતાં જ્યાં
આંબા અને શાલ્મલી વૃક્ષ, ઊંચા તાડો અને પિપ્પળ આમલીશાં. ૧૧૭

શાંતિ ભર્યો આશ્રમ આ ઘણેરો, સંસારના તાપ થકી અનેરો.
શહેરમાં થાય ભલે પુકાર, આ સ્થાનકે શબ્દ પડે લગાર. ૧૧૮

જાણે કરે મક્ષિક ગંગણાટ, મળે નહી આપણને ઉચાટ.
ને ઉત્તરે પર્વતરાજ મોટો, જેનો મળે પૃથ્વી વિષે નજોટો. ૧૧૯

અપાર વિસ્તાર નગાધિ દેવ, બેઠા તપસ્વી કરતાજ સેવ.
ઉંચીઉંચી શ્વેત શિખા ગિરીની, વળી ભૂરી હેમ મયી ઘણેરી. ૧૨૦

ચઢી ચઢી જાય નભે પતાકા, સ્વર્લોક સાથે વદતી વિશાખા.
નીચે ઉગ્યાં ઘોર વિશાળ રાન, જેમાં થકી ધોધ વહે મહાન. ૧૨૧

ચિત્તા વરૂ સિંહ શૃંગાલ બોલે, ગરૂડ પક્ષી નિજ કંઠ ખોલે.
વિસ્તીર્ણ મેદાન નીચાણ ભાગે, જાણે મુકયું આસન કો વિરાગે. ૧૨૨

આ ભવ્ય દિગ્ દર્શનની સમીપ, કારીગરે સન્મુખ મ્હેલ કીધ.
સુશોભિત સ્થાન ઉંચું રચાવ્યું, સ્થંભો વડે સુદૃઢ તે બનાવ્યું. ૧૨૩

ભીંતો વિષે ચિત્ર વિચિત્ર પાડયાં, રાધા તથા શ્યામ રાત્રેરમાડયાં.
રંગે રમે રાસ રૂપાળી ગોપી, પ્હેરી શીરે મોરપીછાંની ટોપી. ૧૨૪

શોભે અયોધ્યા પતિ સાથ સીતા, કપીપતિ રાક્ષસ જેથી બ્હીતા.
મહા સતી દ્રૌપદિ ત્યાં વિરાજે, આ શિલ્પ ચિત્રો થકી ચિત્ત રાજે. ૧૨૫

મધ્ય સ્થળે મંગલ વિઘ્ન રાજ, કૃપા વડે થાય સમસ્ત કાજ.
કરે ગ્રહી મોદક પૂર્ણ થાળ, લંબોદરી દષ્ટ લસ્યુાજ કાળ. ૧૨૬

અખૂટ ભંડાર અગાધ જ્ઞાન દંતી અપાવે બહુ માન પાન.
રિદ્ધિ તથા સિદ્ધિ બધે ભરેછે, ભકતો તણાં દુઃખ સૂંઢે હરેછે. ૧૨૭

ઉદ્યાનમાં વર્તુલ વક્ર પંથે, ફરી જતાં ભીતર દ્વાર અંતે.
છે ઓટલા આરસથી ચણેલા, પાના અને માણિકથી મઢેલા. ૧૨૮

કમાડછે ચંદનનાં બનેલાં, મુકતા ફળે તોરણ પોરવેલાં.



# સર્ગ ત્રીજો.



## સંસાર નિરીક્ષણ મનની ખિન્નતા.

### શાર્દૂલ વિક્રિડીત.

શાંતિથી સુખ ધામમાં પ્રણયના ઉલ્લાસમાં રાજવી,
ગાળે કાળ હજી સુધી અવરની ચિંતા ન છે દાખવી;
આધિ વ્યાધિ ઉપાધિ કે જનમને મૃત્યુ તણા દુઃખનું,
એને ભાન હતું ન શું કૃપણતા રોગો અને ભૂખનું. ૧

કિંતુ ખ્યાલ કદી કદી જગતનો સ્વપ્ના વિષે થાય છે,
પાછા સ્વપ્ન તરંગ સ્વપ્ન જગમાં ઊગી શમી જાય છે;
સૂતો એક દિને કુમાર સુખથી વક્ષ સ્થલે પ્યારીને,
ઢાળીને નિજ શીશ; ને યશધરા પં . ા કરે સ્વામિને. ૨

એકાએક ઊઠી વદે "અરર ઓ સંસાર ઓ વિશ્વ ઓ, !
"જાણું છું સુણું છું જરા ધીર ધરો આ સહ્ય હું આવિઓ;"
[illegible] [illegible] ને પણ ખરે અશ્રુ ભર્યાં ચક્ષુથી,
પૂછે ત્યાં યશોધરા "પ્રિય તમે ત્રાસો ક્યા દુઃખથી ?" ૩

"દેવી! કંઈ નથી. ઠીક છે, શીકગના વ્હાલી જરાએ ફરે,
"વીણા નાદ કરાવ તું પ્રિયતમા સંતાપ જેથી હરે;"
એવું વાદ્ય વિચિત્ર જે પવનના સંચારથી વાગતું,
તે ત્યાં એક દિને વિલક્ષણ સ્વરો ટંકાર તું ગાજતું. ૪

કિંતુ દેવ ગણો પરોક્ષ રહીને વાજીંત્ર આ વાજતા,
જાણે ફકત કુમાર, અન્ય સમજે, તારો હશે ગાજતા. ૫

## (ગુપ્ત ધ્વની.)

"સંસારે ફરતા અમો ભટકતા છીયે ધ્વની વાયુના.
"શાંતિ કાજ હમે સદા ભટકીયે શાંતિ મળે તોય ના;
"નશ્વર જીવન વ્યર્થ છે, પવનના એ છે સપાટા સમું
"કિંવા રૂદન, હાય, કલેશ, ફલે હો તોફાન એ કારમું. ૬

"જન્મ્યા કયાં વળી કે દિશ મહીજશું એ ના અમે જાણીયે
"કયાંથી જીવન સંભવે લય થતો શેમાં ન એ માણીયે;
"જેવા ભ્રાત તમે હમેય ઉપન્યા નિઃસાર આ શૂન્યમાં
"ભોગવ્યે સુખ શું હમે સતત આ બદલાય છે દુઃખ જ્યાં. ૭

"ને તું શું સુખ ભોગવે વિષય હો એ એકના એકછે,
"સાચો પ્રેમ સદા સવારથ વિના રૂહે તો ખરે ધન્ય છે;
"કિંતુ જીવન આપણું ક્ષણિક છે જે રીત વા વાજડું,
"તંતુ નાદ સમું જરા ઉપજતુ પાછું થતું બાપડું. ૮

"માયાના સુત એ હમે ભટકીયે હમેશ આ વિશ્વમાં,
"અહેવા તાર અનેક જોઇ બળીયે ભાળ્યું નથી સુખકયાં;
"દેશી દેશ જનો અનેક દુખથી પીડાયછે બાપડા,
"ચોળે હાથ અસંખ્ય પોક મુકતા લાચાર છે રાંકડા. ૯

"જો કે શોક ઘણો છતાંય હસીયે અજ્ઞાનના કારણે,
"ખોટો નાટક જીંદગી મનુષ્યના ખાલી ઝુલે પારણે,

"ઊભું રહે નભમાં પયોધર નજા; એ બોલવું વ્યર્થ છે,
"હાથેથી અટકાવવી ગતિને એમાંય શો અર્થ છે? ૧૦

"જાયો તું નરવીર આ જગતમાં સંસાર ઉદ્ધારવા,
"આવ્યો કાલ સમીપ દીન જનનો સંતાપ સંહારવા;
"દુઃખી આ જગ આંધળું અથડતું ત્હારી * પ્રતિક્ષા કરે,
"માયાના સુત જાગ ઊઠ જગનો સંમોહ તો તું હરે. ૧૧

"સંસારે ફરતા અમો ભટકતા છીએ ધ્વની વાયુના,
"તું યે આ યુવરાજ જા ભટકવા શાંતિપરા પામવા;
"પ્રેમી કાજ તું પ્રેમ ત્યાગ કરજે ને દુઃખને ધારજે,
"છોડી રાજ વિલાસ શોકમયથી સંસાર ને તારજે. ૧૨

"તંતુ નાદ વિષે હમે વિચરતાં નિશ્વાસ ના મુકીયે,
"ભ્રાતા તું અજ્ઞાત છે જગતથી (તોયે) વિશ્વાસના ચૂકીયે;
"માયામાં લપટાઇ તું નવ રહે આભાસ એ છે વૃથા,
"એવીછે ઉપહાસ યુક્ત ભમતા વાયુતણી આકથા." ૧૩

બેઠો તો યુવરાજ મંજુલ ગૃહે મિત્રો તણા સાથમાં,
રાખી રાણી યશોધરા કર સુખે પોતા તણા હાથમાં;
વાર્તાલાપ કદી કદી મૃદુ રવે સંગીત દાસી કરે
સંધ્યાકાલ પસાર સત્વર થવા ગોષ્ટી રસોથી ભરે. ૧૪

વાર્તા પ્રેમ તણી અલૌકિક થતી, જાદુ ભર્યાં અશ્વની,
બીજા દેશ વિચિત્ર જ્યાં જન વસે ભાનુ તણા અસ્તની;
સુણીને કરૂણા થઈ કુંવરને, બોલ્યો "મ્હને શ્રાય છે,
"વાયુ ગાન તણી સ્મૃતિ મન ફરી તે વાતમાં જાય છે. ૧૫

* "ચિત્રા ધન્ય તહને, પ્રિયા, યશધરા, તું આપ મુકતાવલી.
"દાસીને તુજ કંઠથી, ખુશ થયો ચિત્રા તણી વાતથી.

---

* મારી પ્રતિક્ષા.
* અજ્ઞાત.

"મુકતા મ્હારી યશોધરા પણું કહે છે વિશ્વ આ કેવડું
"ડૂબી જાય સમુદ્રમાં દિનમણી, વિસ્તીર્ણ એ એવડું, ? ૧૬

"ને શું લોક વસે અસંખ્ય દુખીઆ જેમાં હશે કંક તો,
"જેને આપણ સ્હાયભૂત થઇયે ઊરે દયા હોય જો,
"વારંવાર પ્રભાતમાં નિરખતાં આશ્ચર્ય એ થાય છે,
"પૂર્વેથી નીસરી વડા નૃપ સમો પશ્ચિમમાં જાય છે. ૧૭

"પ્રાતઃકાલ વિષે ઉગે દિન પતિજે હેમના પાથમાં,
"મ્હેલાં ઝાંખી કરે પ્રભાત શિશુએ કેવાં *ધરા અંતના ?
"ત્હારા હસ્ત વડે તથા સ્તન પરે ક્રીડા વિષે સુંદરી !
"શોકાવૃત્ત થતો રવી પતનથી સંધ્યા સમે માધુરી. ૧૮

"ઇચ્છ્યું પશ્ચિમમાં જવા મન વિષે ભાનુ તણા સંગમાં
"જોવા ત્યાં જન હોય જો પ્રિય હશે કૈં આપણા રંગમાં;
"શા માટે દિલ દર્દ થાય નહી તો જો એમ ના હોય તો,
"ત્હારા કોમળ હોઠ ચુંબન લઈ એ દર્દ ના લ્હોય જો. ૧૯

"ઓ ચિત્રા ચતુરા અરે વદ અલી, ઓ છોકરી વાતુડી !
"કયાં છે દેશ પરી તણો હયવળી કહેને મને બાપુડી.
"જાદૂના હય ઉપરે ભુવન આ લેજા બધું ઊડતું,
"ઊડીને બતલાવ વિશ્વ સઘળું છે કેવડું ઘૂમતું. ૨૦

"પાંખો ગીધ સમી હતે યદિ મ્હને તો ઉડતે વ્યોમમાં
"સૌથી ઉચ્ચ ગિરિ તણા શિખરમાં હું ઘૂમતે ક્ષેમમાં;
"જોતે ત્યાં હિમમાં પડે કિરણ જે ભાનું તણાં બેસીને,
"ને ચોપાસ ફરાવી ચક્ષુ સઘળા હું ભાળતે વિશ્વને ૨૧

"જાણુંના જગમાં વસે જન કયા આશ્ચર્ય કેવું બને ?
"મ્હારા આગઢ દ્વારથી અવરશું છે તે જણાવો મ્હને.

---

*એ નામની દાસી.

*પૃથ્વી ને છેડે રહેનાર મનુષ્યો જે સૂર્યનું પ્રથમ દર્શન ઉગતાં વારને કરી શકે.

"બોલ્યો એક મનુષ્ય "દેવ! નગરી પ્હેલીપછી મંદિરો,
"ત્યાંથી બાગ પછી વનો તરૂતણાં બીજાં ઘણાં ખેતરો; ૨૨

"ને છે જંગલ કૈંક યોજન સુધી, ત્યાંથી મહા રાજવી,
"આવ્યું છે પછી બિંબિસાર નૃપનું ત્યાં રાજ્ય હો ભારવી.

"આજ્ઞા રાજ કુમારની થઇ ભલે જૈને કહો, સારથી!
"કાલે તું રથલાવજે નિરખવા ચાહું બધું બ્હારથી. ૨૩

પદ.

"સમાચાર જૈનૃપને કહ્યા. ખુશીથકી તે ભૂપે લહયા,
"ભલે કુંવર જોવાને શહેર, આવે, રચના સારી પેર. ૨૪

" કરો નગરમાં માંહી ધુમ ધામ, મળે અશુભ વસ્તુ નહી નામ.
"કોઇ આંધળા રોગી અંગ, ડોસાં ડગરાં હોય અપંગ. ૨૫

"રક્ત પિત્ત વાળાં જન હોય, દૂરકરો સુત જે નવ જોય."
પંથ સર્વ કીધોછે સાફ, જળ સીંચ્યું નવ લાગે બાફ. ૨૬

પુરવનિતાએ આંગણુલાલ, કર્યાં, સાથીઆ અબીલ ગુલાલ,
પુષ્પ તોરણો ટાંગ્યાં દ્વાર, મૂકયાં તુળસી કુંડાં બ્હાર. ૨૭

ઝગઝગાટ ભીંતો પર ચિત્ર, ઉડે વાવટા કૈંક વિચિત્ર,
પ્રતિમા પર ચોડયાં છે વર્ક, ચતુષ્કોણમાં ચળકે *અર્ક. ૨૮

દેવ દેવીનાં મંદિર સર્વ શણગાર્યાં જાણે મહાપર્વ,
મોહક નગર તણો દેખાવ, અમરપુરીનો શોજ પ્રભાવ. ૨૯

ઢોલવગાડી ફૂંકીશંખ, વિદિત કર્યું શ્રીમંતને રંક.
"હુકમ કરે એવો મહારાજ, મંગલ મય સૌદીસે આજ. ૩૦

"અંધ પંગ રોગીને વૃદ્ધ રક્ત પિત્ત પાટાથી બદ્ધ.
"કોઈ ન આવે રસ્તા મ્હાંય, શબ લઇને કોઇ નવ જાય. ૩૧

---

* સૂર્ય.

"રાત સુધી નવ આવે પ્રેત, હુકમ ભૂપનો સર્વ સમેત.
સુંદર નગર સુશોભિત કરો, **"કપિલવસ્તુ"** આનંદે ભરો. ૩૨

બગજેવાં ધોળા બળવાન, રથમાં જોડયા બળદ જવાન.
રથારૂઢછે રાજ કુમાર, આવ્યા દર્શને લોક અપાર. ૩૩

નીચાવળીને લાગે પાય, પ્રજા ઉરમાં હર્ષ નમાય.
સુંદર વસ્ત્ર કરી પરિધાન, નાનાં મોટાં સર્વ સમાન. ૩૪

મુદિત વદન જન ફરતા જાય, જોઇ કુંવર મન રાજી થાય.
"દિસે રૂડું. જગ, સુખીયા સર્વ, વસે સંપથી મૂકી ગર્વ. ૩૫

"નરનારી મુજ ભગિની ભ્રાત, બધાં રહેશું નિઃસંતાપ?
"શું મ્હેં ભલું કર્યું છે એહ, અચળ પ્રેમથી ચ્હાતા જેહ? ૩૬

"રમે ઉમંગે પેલાં બાળ, કશી ન એને છે જંજાળ.
"કરૂં પ્રેમનુ એને દાન, થશે શિશુને તેનું ભાન? ૩૭
"પેલા બાળને લાવો અંહી, જેણે પુષ્પ નાંખ્યાં રથમહી.
"બેસાડો એ મ્હારી પાસ, રથમાં કરતું ભલે વિલાસ. ૩૮

"પ્રજા આહ્લાદીમાં કરવુ રાજ, ઘણું સુલભ સુખ દાયકકાજ.
"હું આવે શું રંજન આમ, થાય સ્વચ્છદે લોક તમામ? ૩૯
"અજબ દીસતું હર્ષ નિદાન, આગમ મ્હારૂં હર્ષ વિધાન.
"ઘર ઘરમાં પૂરાં અનપાન, યદિ હોયતો સુખ નિધાન. ૪૦

"પ્રફુલ વદન જન આહ્લાદી હોય, નહી મુજને ચિંતા પછી તોય.
"રથ ચલાવ આગળ તું છન્ન, હજી મને જોવાનું મન્ન ૪૧
દરવાજામાંથી રથ જાય, આતુર જન ટોળાં નવ માય.
રથ આગળ દોડે છે ઘણા, કે'ક હાર કે'ક ફુલ તણા. ૪૨

નૃપની થાબડતા કો પૂંઠ, મોદક ધરે લઇ સંપૂટ.
"જય જય થાવો રાજ કુમાર" લોક કરે છે હર્ષ પુકાર. ૪૩
જેમ જેમ આગળ રથ જાય, મંગલમય દર્શન સૌ થાય.
હતો એમ નૃપનો આદેશ, પડે ન દીઠું દુઃખકલેશ. ૪૪

## મંદાક્રાંતા.

ધીમે ધીમે થર થર થતા પાદથી હીંડતોને
દેહે કાળો દિનકરતણા તાપથી તપ્ત થઇને
ફાટાં તૂટાં મળમય થયાં ચીથરાં અંગ ધારી
રાજા પુત્રે જર જર તનુ ત્યાં નિહાળ્યો ભીખારી.—૪૫

## વસંતતિલકા.

દીર્ઘાયુ ભાર થકી પીઠ નમી ગઇતી
રાતી ઘણા રૂદનથી વળી આંખ થૈતી
પેઠો હતો શરીરમાં પણ કંપ વાયુ
જેથી જવાય સુખથી કદી ના ચલાયું.—૪૬

ડાચાં વિષે પણ રહ્યો નવ દંત એકે
કંપાયમાન મુખ બોલી શકે ન છે કે
આધાર દંડ વપુનો ધરી એક હાથે
મૂકયો બીજો કમર દેશ વિષે અનાથે.—૪૭

નિશ્વાસ પૂર્ણ અતિ કષ્ટ થકી વદ્યો એ
"દ્યો દાન રાજન કંઇ તમને મળે જે
"વ્યાધિ ક્ષુધા વળી જરા થકી હું પીડાઉં
"હા ! આજ કાલ મહી હું યમ ઘેર જાઉં."—૪૮

## શિખરિણી.

બિચારો બોલે શું વધુ ? ક્ષીત છે કંઠ કફથી
વળી કાયા કંપે પ્રતિપળ મીંચે આંખ શ્રમથી.
છતાં, "કૈં આપોરે મુજ ગરીબને" એમ મુખથી
કહે રોતાં રોતાં કરતલ પ્રસારી દુઃખ થકી.—૪૯

## વસંતતિલકા.

ત્યાં આસપાસ થકી લોક અનેક આવી, પાદ પ્રહાર કરી ભિક્ષુકને ભગાવ્યો

ડાંસા દઇ કહ્યું "અહ્યા નજરે ન જોતો, શું? રાજપુત્ર! ટળને અહીંઆંથી રોતો"!
સિધ્ધાર્થ કિંતુ દઇ સાદ બધા જનોને, "છો, છો, હશે" કહી પુછે નિજ સારથીને.—૫૦

"દેહે વળેલ મુખ શોક થકી ગૃહેલો
"ને દુર્દશા પરમ માંહી વળી રહેલો,
"જો છજ એ અચિત છે નરદેહ ધારી,
"શું આમ જન્મ નર લે કદી કષ્ટ કારી?"—૫૧

ઇંદ્રવજ્રા.

"હું આજ કે કાલ મહીં મરૂ છું," શું અર્થ એવું વદવા વિષે છે?
"એને મળે ના પુરતું શું ખાવા, બહાર અસ્થિ નિકળ્યાં દીસે છે!—૫૨

"વિપત્તિનું વાદળ શું પડ્યું છે, અનાથ લાચાર શરીર શિરે,"
જવાબમાં સારથી એમ બોલ્યો "સુણો કહું છું પ્રિય રાજવીરે.—૫૩

"આ માનવી વૃદ્ધ વયે ગયેલા, હતો દહાંગી સન એંસી પૂવે:
"તેજસ્વી નેત્રો સ્થિર કાય વાળો; હવે બીચારો નવ કાંઈ જુવે!—૫૪
ચોરાશીયાં વર્ષ ચુસી ગયાં છે, અમી બધું એ વપુ વૃક્ષમાંથી
શકિત હરાઇ તનની ગઇ છે, દશા વિબુદ્ધિ મનની થઇ છે.—૫૫
ખૂટી ગયું તેલ દીવા મહીં જ્યાં, બળે થઇ દીવટ કૃષ્ણ તો ત્યાં.
રહ્યું સહ્યું જીવન જે ધરે એ, ખરે બુઝાતા તનખા સમું તે.—૫૬
દીવો પ્રકાશે અતિ અંતઃકાળે, મનુષ્યનું આયુષ એજ ચાલે.
તેમાં તમે કાળજી કેમ ધારો" પછી કુમારે કીધ પ્રશ્ન સારો.—૫૭
"શું અન્યકોને વળી આમ થાશે? જરા થકી અસ્ત બધાય થાશે?
કે આ બિચારા સરખી દશાના, ઘણાજ થોડા જગમાં થવાના?"—૫૮
"હે દેવ એવી વયના થશે જે, ખરે ગતિ એવીજ સર્વની તે.!
પુછ્યું કુમારે પછી સારથીને, જીવુ કદી હું ચિરકાળ રહીને,—૫૯
મ્હારી વળી એજ દશા શું થાશે, યશોધરાને પણ એજ સ્હારી
ગંગા તથા ગૌતમી પ્રભુતીને, થશે વિપત્તિકર *પાપીણીએ?" ૬૦

---

*વૃધ્ધાવસ્થા.

"હા દેવ" એ ઉત્તર સારથીએ, "ચાલો હવે ઘેર કહ્યું કુમારે.
"ધાર્યું નહેં દર્શન આમથાશે, દુખી જનોનાં દિલ આ દુખાશે." ૬૧

વિચારમાં શોક નિમગ્ન મુદ્રા, પાછો ફર્યો છે મનમાંહી તંદ્રા,
મ્હેલે જઇ ભોજન નાહી કીધું, ફળો વિષેથી નવ એક લીધું. ૬૨
વિચારમાં લીન નશબ્દ બોલે, નાચે નટી આંખ જતાં નખોલે

## શાર્દૂલ વિક્રિડીત.

સ્વામિને દુખ શું થયું નવ વદે એવા વિચારે કરી,
બોલી ત્યાં પતિ વત્સલા **યશોધરા**, નેત્રો જળેથી ભરી,
પીયૂ પાસ પગે પડી; "જીવનના આધાર શા કારણે,
"શોકા વિષ્ટ દિસો તમે પ્રિયપતિ દાસી જતી વારણે. ૬૩

"મ્હારો શો અપરાધ છે મુજ મહી ઉડી ગયું સત્વ શું!
"એવું શું દુઃખ છે અતિ કઠણુ જે હું નાવિદારી શકું!
"વ્હાલી શોક મને થતો જળતણી ધારા સમી જીંદગી,
"જોતામાંજ વહી જશે નવ જરા કોની થઇછે સગી. ૬૪

"થૈશું આપણ વૃદ્ધ નિર્બળ અને ઉડી જશે તેજ આ,
"ને આ પ્રેમ યુવા તણો રસ ભર્યો ઝાંખો થશે સ્હેજમાં,
"વ્હાલી આપણ બેયના અધરનું તાળું કરી બાંધીએ,
"ભાવી જીવનને યદિ પ્રણયનાં સૂત્રો થકી સાંધીયે. ૬૫

"તોયે કાળ મહાન ક્રૂર બળીયો બેને વીખૂટાં કરી,
"મ્હારો પ્રેમ તથા અનંગ રસ, ને, લાવણ્ય ત્હારૂં હરી,
"પેલું લાલ ગુલાબ નિર્જીવ થઈ, જેવું પડે છે ખરી,
"લેશે પ્રાણ કૃતાંત બેઉ જણનાં, હૈયે દયા ના ધરી. ૬૬

## સ્રગ્ધરા.

"દેવી એ મ્હેં વિચાર્યું, જીવતર તરલું, વારિના બિંદુ જેવું,
"જોતાં જોતાં નિહાળ્યું, નગર સફરમાં, વિશ્વઆ સિંધુ જેવું;

"હૈયું મ્હારૂં ભરાયું, થરથર ધડકે બ્હીકથી કાળ કેરી,
"શોધું હું માર્ગ સાચા સરલ પ્રણયનો જીતવા * દુષ્ટ વેરી. ૬૭

## વસંતતિલકા.

સિદ્ધાર્થ નિશ્ચય કરી હરવા કૃતાંત
નિદ્રાવિહીન સુખહીન રહે અશાંત;
તે દીન ભૂપ રજની ભર સ્વપ્ન જૂવે
ચિંતા કરે દુઃખ ધરે સુખથી ન સૂવે.—૬૮

* * *

## મંદાક્રાંતા.

પ્હેલું સ્વપ્નું સુરપતિ તણો વાવટો છે રૂપાળો,
ત્હેમાં મોટું દિનપતિ તણું ચિત્ર સુન્નેરી ભાળો;
એકાએકી પણ; અનિલનો ત્યાં થયો છે ઝપાટો,
રોળી નાંખ્યો ધ્વજરજ વિષે વાયુનો એ સપાટો.—૬૯

છાયા ટોળું નગર દરવાજા મહીંથી પતાકા,
લૈને ચાલ્યું તરત પૂરવે; તે પછી હાથી પાકા;
દંતી મોટા અતુલ બળીયા, જે ધરાને ધુજાવે,
સૌથી પ્હેલા ગજપર થઇ સ્વાર **સિદ્ધાર્થ** આવે.—૭૦

ત્રીજે સ્વપ્ને રથ ઝધઝધે અશ્વ છે ચાર જોડયા,
ખંખારીને, ધવલ ધુમના નાસિકામાંથી ઘોડા,
કાઢે ગોટા, વદન નિકળે ફીણના ઉગ્ર + **પોટા,**
રાજા જુવે નિજ કુંવરને હાંકતો વાજી મ્હોટા.—૭૧

ચોથે જોયું ફર ફર થતું ચક્ર રત્ને જડેલું,
કોર્યાં જેમાં અજબ હરફો પૈંડું હેમે મઢેલું.

---

* મૃત્યુ, + પરપોટા

(૧) × ઉચું નીચું ચકર ફરતું રંગ જુદા બતાવે.
(૨) * અગ્નિ જ્વાળા અવર પલમાં થાય સંગીત ભાવે.—૭૨

## (સ્વપ્નું પાંચમું)

રસ્તા વચ્ચે ધમધમ થતું જોયું મ્હોટું નગારૂં,
લેને હસ્તે નિજસુત ગદા મારતો એમ ધાયું,
પૃથ્વી ડોલે ગગન ગરજે નાદ ગંભીર થાયે,
બ્હીયે રાજા હર હર અરે સ્વપ્ન જોયું ન જાયે.—૭૩

છઠ્ઠે સ્વપ્ને બુરજ નભમાં પોંચતો ત્યાં દિસેછે,
જેથી તેનું શિખર જલધીથી છવાયું દિસેછે.
તેની ટોચે નિજ કર ભરી રત્ન સિદ્ધાર્થ નાંખે,
ચારે બાજૂ ધન વરસતો પૂર્વ જોયો ન આંખે.—૭૪

હીરા મોતી, મણી વરસતાં ને પડેછે પ્રવાળાં,
દોડી દોડી જગત સઘળું વીણતું તે રૂપાળાં;
કિંતુ આવ્યું અરર કપરૂં સાતમું સ્વપ્ન ખોટું,
હા હા થાતું, કરણ પડતું લોકનું રોવું મ્હોટું.—૭૫

ઢાંકી મ્હોડું કરતલ વડે, ખાંધ ભાની પીછોડી,
મ્હોટે સાદે રૂદન કરતા, જાય છે વસ્ત્ર હોડી;
ઓરે ઓરે વદન વદતા, ડાઘુના વેશવાળા,
રોતા રોતા, ષડજન જતા, ભૂપતિએ નિહાળ્યા.—૭૬

* * *

જોશી બાવા નિપુણ વિરલા પંડિતો માધ, તંત્રી,
સૌને પુછ્યું પણનવ કહે રાયને કોઇ મંત્રી;
“આવ્યા મ્હારે દિવસ દુખના, કામ શું છે તમ્હારૂં?
“જોયા જોયા, કુપિત વિધિએ મોકલ્યાં સ્વપ્ન મ્હારાં,—૭૭

---

૧ × नीचैर्गच्छ त्युपरि च दशाचक्र नेमिक्रमेण.
૨ * क्वचिद् वीणा वादं क्वचिद पिच हाहेति रुदितं.

## ઉપજાતિ.

અરિષ્ટ આ સૂચન ભૂપતિને ખરે ખરૂં સ્વપ્ન વિષે થયું છે,
સ્વપ્નાં તણો મર્મ કળે ન કોઈ, અરે વિધાતા! શિર શું લખ્યુછે ?–૭૮

અહેવું વિચારે મનશોક ભારે, પુરી વિષે લોક બધા ફરેછે;
એવે પધાર્યા નગરે તપસ્વી, રાજા તણો શોક કહે, હરે છે.—૭૯

રૂદ્રાક્ષ હસ્તે મૃગચર્મ કંથા શરીરમાં વૃદ્ધ મુની ધરે છે,
તે કોણછે એ નવ કોઈ જાણે, વિચિત્ર મૂર્તિ જન એ ખરે છે.—૮૦

સાધુ કહે, " સાંભળ તું નરેશ, દુઃખી થતો ચિંતનથી ન લેશ.
અહો મહાધન્ય કુટુંબ ત્હારૂં એથી નથી કો જગમાંહી સારૂં.—૮૧

અરેમહારાજ યશસ્વી ત્હારો, થશે મહાભાગ સુપુત્ર પ્યારો.
કીર્તિવડે ભાનુ વિહીન તેજ, પરાક્રમોથી કરેશેજ એજ.—૮૨

આ સાત સ્વપ્નો સુચવે સુચિન્હ,એ હર્ષના કારણ થાન ખિન્ન.
પ્હેલે ધ્વજા છેદન ઇંદ્ર કીધી, એ સૂચવે ધર્મ થશે વિભિન્ન.–૮૩

જોયા બળી જે દશ હાથી ભૂપ, તે જ્ઞાનનાં સાધન છે અનુપ;
સિદ્ધિ બળે સૂત તજી અવિદ્યા, અજ્ઞાન સંહાર કરી સુવિદ્યા,–૮૪

ફેલાવશે સર્વ જગે, વિજેતા થશે ખરા સત્ય તણો સુનેતા.
ધુજાવશે એ ધરણી બધીને, વિદારશે દુષ્ટ કુબુદ્ધિને એ.–૮૫

જોયા વળી અગ્નિ મુખાશ્વ ચાર, તે જાણવા સદ્‌ગુણ છે અપાર.
કુમારને નિર્ભય દાન દેશે, ચિંતા અને સંશય નાહી રહેશે–૮૬

સુવર્ણનું ચક્ર ફરી બતાવે, સંસારનો છે ક્રમ એ જણાવે.
એ ચક્રને ફેરવશે કુમાર, માયા તણો એ હરશેજ ભાર–૮૭

મહાન જે ઘોર મૃદંગ નાદ, દર્શાવતો જ્ઞાન તણો પ્રભાવ.
જે રીત ડંકો જગમાં વગાડે, સુણો મહારાજ પ્રફુલ્લ થાવ–૮૮

આકાશમાં જે ગઢ જાય ઉંચે, એવી મહત્તા ઉપદેશ પ્હોંચે.
અખૂટ ભંડાર ભરેલ જ્ઞાન, તે રત્ન વર્ષા સમજો સમાન.–૮૯

છેલ્લું રહ્યું રૂદન ષડ્જનોનું વિધ્વંસ પાખંડી અધર્મીઓનું.
આનંદ માનો મનમાં નરેશ, આ સાંભળીને કરશો ન કલેશ.—૯૦
પૃથ્વીપતિના કરતાં સુભાગી, કુમાર છે, થાય ભલે વિરાગી.
ભલે ધરે ધારણ અંગ કંથા, ઝરી પટોળાં-ધર એહ વંદ્યા.—૯૧
(એને વંદ કરશે)

"આ સ્વપ્ન છે સાત થયાં ત્હને જે, ખરાં થશે આ દિન સાતમાં તે,"
પછી નમસ્કાર કરી, વિદાય મુની થયા, વિસ્મય થાય રાય.—૯૨
નૃપે કહ્યું "બક્ષિસ સારી આપો, દરિદ્રનું સર્વ દારિદ્ર કાપો.
કહે સમાચાર બધા સિપાઇ, મળ્યા ઋષી મંદીર સોમ માંહી.—૯૩
હમે ગયા શોધ કરી બધે ત્યાં, પત્તા મળ્યો તોપણ દેવના ક્યાં.
ઉલુક ત્યાં વૃદ્ધ હજી ઉડે છે, દેવો કદી દર્શન આમ દે છે.—૯૪

* * *

## મંદાક્રાંતા.

સૂણી વ્હાવું નરપતિ ઉરે ખેદ આશ્ચર્ય ધારે,
આજ્ઞા કીધી "દિન દિન નવા રંગથી રાજી ભારે;
"રાખો એને મદનસદને, યોગ માર્ગે ન જાયે;
પ્હેરા મૂકયા અવર પણ તો, ભાવિ મિથ્યા ન થાયે.—૯૫

## પદ.

દિલ પાછું કુંવરનું ફર્યું, દુનિયા જોવાને મન કર્યું;
જીવન જે રૂડું દેખાય ખરી મઝા શું છે તે મ્હાંય!—૯૬
સુખનાં મોજાંનો વિસ્તાર, ક્યાં સુધી! કેવો સંસાર!
સદા વહે શું સુખનો ઝરો, કાળ રેતીમાં અટકે ખરો?—૯૭
આમ વિચારી વદે કુમાર, "પૂજ્ય પિતા મુજ કરૂણાગાર!
"ફરી જોવાદ્યો મુજને શહેર, સંતોષ પામી આવું ઘેર.—૯૮
"મુજપર કરૂણા કરી અપાર, હુકમ કર્યો આપે તે વાર.
"લોકોએ શણગાર્યું પૂર, રાજી કરવા મ્હારૂં ઊર.—૯૯

"સર્વ વસ્તુ સુંદર દેખાય, દુઃખશોક દર્શન નવ થાય.
"આથી ઉત્સવ લોકે કર્યો, સુખી સર્વ જ્યાં જ્યાં હું ફર્યો.—૧૦૦

"છતાં મ્હને કૈં થયોઆભાસ, દુખનો; જેથી રહું ઉદાસ.
"નિત્ય-જીવન આવું રસ ભર્યું, નથી, તાત! એ નિશ્ચે કર્યું—૧૦૧

"કરૂં યાચના તેથી ગુરૂ, જોવાદ્યો જગ સારૂં બુરૂં.
"વસે સદા નર જગમાં જેમ, પેટ ભરે ને ઉછરે કેમ.—૧૦૨

"કરે વૈતરૂં વર્તે કેમ, મ્હારે તે જોવાનો નેમ.
"માટે આજ્ઞા આપો રાય. જાણુ નહી જાવાની થાય.—૧૦૩

"જઇ એકલો નિરખી સર્વ, સંતોષે આવું વિણુ ગર્વ
ભૂપ કહે "ભલે તું જા, તુજ મન મનો સુખિયો થા.—૧૦૪

પછી કહે મંત્રીને રાય, "કદાચ આમાંથી શુભ થાય.
"પ્રથમ વસ્તુ નિરખીને બાજ, ચમકી ઊઠે બ્હીકે લાજ. —૧૦૫

"છતાં છેવટે છુટું છેક, સુખે ફરે એ અચરજ એક.
"તેમ કદી આ બીજીવાર, સુખી ફરેથી થાય કુમાર.—૧૦૬
"ભલે જાય એ કાલે બ્હાર, કહેજો મને પછી સૌ સાર."

## વસંતતિલકા.

સિદ્ધાર્થ જાય મનમાં થઇને પ્રસન્ન,
બીજે દિને નગરમાં નિજસાથ છન્ન;
વ્યાપારિ હોય ત્યમ વેશ કર્યો કુમારે.
મ્હેતા તણાં કફન સારથી અંગ ધારે.—૧૦૭

લોકો વિષે વિચરતા ફરતા બધેને,
જોતા બધું નગરને વદતા જનોને;
દષ્ટે પડયું જગત આ સુખ દુઃખકારી,
મધ્યાન્હ છે રવી તપે નભમાંહી ભારી. ૧૦૮

રોગાનથી ઝઘઝઘે પુરનાં મકાનો,
સામાન સર્વ ભરપુર ભરી દુકાનો;

બેઠા મહાજન સમસ્ત પલાંઠી વાળી,
ને મૂલ્ય કાજ કરતા જન ગાળ ગાળી. ૧૦૯

"ઓછી કરો ઠઠ અલ્યા" કંઇ બુમ પાડે,
ધીમે જતા બળદીઆ બળીઆ બરાડે;
ગાડાં તણો ગડગડાટ ઘણોજ થાયે,
કાને પડયો શુકન ત્યાં નવ સંભળાયે. ૧૧૦

ને પાલખી લઇ ખભાપર ભોઇ ગાતા,
દેખાય આ તપ વિષેજ હમાલ રાતા;
માંખી અસંખ્ય હલવાઇ દુકાન ઉડે,
નાદાન બાલક બધાં રમતાંજ કોડે. ૧૧૧

કૂપે થકી જળ ભરી ગગરી ગૃહીણી,
માથે મૂકી જઘનભારનતા તરૂણી;
ધીમે પગે મલકતી જતી ઉન્નતાંગી,
ઉંચા નીંચા ખ્વય નિતંબ કરી કૃશાંગી. ૧૧૨

કો સાળ પાસ વણુતા, દળતા વળી કો,
કો સોય લેઇ સિવતા, ઘડતા વળીકો;
શાળા વિષે શિશુ ગુરૂજન પાસ મંત્ર,
ટોળું વળી ઉચરતા નિતિધર્મ તંત્ર. ૧૧૩

લીલાં ગુલાબો વળી કેશરિ રંગ વાળાં,
રંગારી વસ્ત્ર સુકવે ચળકે રૂપાળાં;
સૈનિક ઢાલ તલવાર લઇ ફરે છે,
ને ઉંટ ઉપર રબારી ઘણું ભરે છે. ૧૧૪

છે બ્રહ્મ, ક્ષત્રીયબળી, ધનવાન વૈસ્ય,
જોયા વળી ગરિબ શુદ્ર કરેછ, દાસ્ય;
પેલો મદારી ડમરૂ પિપુડી વગાડે,
જાદૂ કરે, મન હરે, અહિને રમાડે. ૧૧૫

વાજીંત્ર ઢોલ શરણાઈ અનેક વાગે,
આવે નવીન વધુને લઈ રંગ રાગે,
શ્રીમંત સાજન બધું ગજ અશ્વ સાથે,
તાંબુલ શ્રીફળ તથા ફુલ લેઇ હાથે. ૧૧૬

સૌગંધ ચંદન લઇ કર પુષ્પ માલા,
નૈવેદ્ય થાળ પીરસી જતી એક બાલા;
"થાવો પ્રસન્ન અપરાધ ક્ષમા કરીને,
" હે દેવ ! પાવન કરો નિજ કિંકરીને. ૧૧૭

"દાસી! અનાથ. જગનાથ ! ઘણું નમે છે,
"હૈયું હવે પશુપતિ ! પતિમાં રમે છે.
"વ્હેલા વિદાય કરજો મુજ સાસુ જાયા,
"લક્ષ્મી વરા !વળી ચહું સુત, દેવરાયા." ૧૧૮

જોયા સુતાર કડીયા વળતા કસારા,
ટીપે, ધમાધમ, કરે જળપાત્ર સારાં;
જોયાં અનેક વળી મંદીર દેવ દહેરાં,
કિલ્લા, દિવાલ, સરિતા, પુલ, માર્ગ સારા. ૧૧૯

## શાર્દૂલ વિક્રિડીત.

એવે એક ગરીબ વૃદ્ધ દુખીયો રોગી અતિ કંપતો
ચાઠાંને ગડગૂમડાં મય તનુ ત્રાસે નહી જંપતો;
રસ્તા આગળ આર્ત રૂદન કરી બોલ્યો, "અરે ભાઇકો !
"આવો હાથ ધરો, જરા મદદ દો, ન્હૈતો મરૂં આંહીજો."! ૧૨૦

વ્યાધિ ગ્રસ્ત અસહ્ય દુઃખ દરદે ખેંચાઇ ચક્ષુ ગયાં,
ટીપાં સ્વેદ તણાં ભવાંપર બધાં શીતેં ઠરી છે રહ્યાં;
મ્હોંડે હાંફ ચડી ગઇ, કુશ ગ્રહી ઉઠે ફરીથી પડે,
આવ્યા તમ્મર એટલે થરથરી ઓરે કરીને રડે.—૧૨૧

દોડીને દુખિયા કને ગરિબનું માથું સ્વહસ્તે લઈ
ખોળામાં કર ફેરવે શિરપરે આશ્વાસ શાંતિ દઈ;

"ભ્રાતા શું દુઃખ થાય છે કયમ રડે"? સિદ્ધાર્થ પૂછે છે "અરે!"
"શાથી અમ પડી ગયો વદસખે તું શોક શાથી કરે?"—૧૨૨

બોલ્યો છન "પ્રભુ ભયંકર થયો છે ભોગ એ રોગને,
"અહેનાં જીવન તત્વ નિર્બળ થયાં" "કર્મો તણા યોગએ;"
"પ્હેલું એહ રૂધીર જે નિયમમાં વ્હેતું શિરાના વિષે,
"કૂદે છે ઉકળાટથી જ્વરભર્યું અગ્નિ સમું તે દિસે.—૧૨૩

"હૈયું જે નિયમાનુસાર ઉછળે પ્હેલાં હવે તે થયું,
"વાગે જેમ મૃદંગ બેસુર કદી ધીમું કદી આકરૂં;
"ઢીલાં આંતરડાં થયાં ધનુષની દોરી (જેમ) સરી જાય છે,
"શકિત કમ્મર, પાદ ગર્દન ગયે અહાવી દશા થાય છે.—૧૨૪

"દર્દી આ જન છે પ્રભુ શરીરમાં અહેને ચઢી આંકડી,
"કાંતિ હર્ષ યુવા તણાં વહી ગયાં થૈ છે દશા રાંકડી;
"ખેંચાતાણ કરી પ્રયત્ન ઉઠવા એ દેવ જુઓ કરે
"દુઃખે દાંત દબાવતો નયનના ડોળા બળે ને ફરે.—૧૨૫

"લે છે શ્વાસ હવે ગળું ધૂંમથકી જાણે રૂંધાઈ ગયું,
"જાશે એ યમરાજના સદનમાં આયુષ્ય પુરૂં થયું;
"પૂરૂં કાર્ય થશે હવે શરીરમાં એ દર્દીના રોગનું
"સ્નાયુ સર્વ તુટી જશે નવ રહે કૈં ભાન સંભોગનું.—૧૨૬

"જાવા દો, નવ છેડશો, વળગશે અહેનો પ્રભુ આપને,
"ચેપી રોગ, " છતાં દઈ ધિરજ તે દર્દી પર તાપને,
"બોલ્યો રાજકુમાર "શું અવર છે અહેવા ઘણા માનવી?
"અહેવી હું પણ આમ થૈશજ દશા"! "સૂણો" કહ્યું રાજવી."—૧૨૭

"એવા રોગ અનેક છે, જ્વર તથા ખાંસી અને ગૂમડાં,
"વાયુને વળી રક્તપિત્ત ક્ષય ને રોગો તણાં જૂથડાં;
"મૂર્છા, હાંફ, મસા અને પ્રદર એ નાના વિધિ દર્દ છે,
"એનો ભોગ થશે નહી જીવનમાં એવો ન કો મર્દ છે.—૧૨૮

"અંધા સર્પ સમાન દર્શન વિના આવી ડસે વ્યાધિએ,
"ચિન્તો ચોર લપાય છે, વન તણી ઝાડી વિષે, આધિએ.
"એકાએક કુદી પડે, તડિતની પેઠે હરે પ્રાણને
"રોગો રૂપ અનેક ધારણ કરે એ દુષ્ટ છે જાણને.—૧૨૯

"સૂવે ના જન કોઇ નિર્ભય થઇ ?" "ના દેવ કોઇ નહી."
"રોગો દુ:ખ ઉપાધિ ક્લેશ ખમતાં આયુષ્ય જાયે વહી, ?
"શોકેથી મન ખિન્ન છિન્ન તન આ થાશે જરા આવશે
"આવા ત્રાસ ભર્યા બુરા જીવનનો શો અંત એ લાવશે ?—૧૩૦

'અંતે છે અવસાન સર્વ જનનું કો રોગના ભોગથી,
"મૃત્યુને વશ થાય છે નર ઘણા બીજા જરા જોગથી:
"એવી રીત અનેકધા હરસમે મૃત્યુ ખરે થાય છે,
"પેલા લોક ઉપાડી ખાંધ લઇને આ મૂડદું જાય છે.—૧૩૧

"રાં બોલો ભઇ રામ રામ" વદતા આક્રંદ કર્તા હતા,
સ્કંધે ધારણ પ્રેતને કરી નદી તીરે બધા તે જતા:
ચાલે આગળ એક હસ્ત લઇને અગ્નિ ભરી માટકી,
ઓડે મસ્તક ડાઘુ સર્વ રડતા આવ્યા ધરી ઠાઠડી.—૧૩૨

અસ્થિ અકડ થૈ ગયાં કૃશતનુ લાંબા કર્યા પાદ છે,
ડાચું તો મરડાયલું પડી ગયું નિસ્તેજ બે આંખ છે:
દીસે દંત બિહામણા મુખપરે રાતો પિળો રંગછે,
છાયું ખૂબ ગુલાબને હળદથીએ પ્રેતનો ઢંગછે—૧૩૩

આવ્યા સૌ ચકલા વિષે શબ લઇ ત્યાં શીશને ફેરવ્યું,
મ્હોટી ઇંધનની ચિતા ખડકીને તે કાષ્ટમાં સેરવ્યું;
શૈયા સુંદર આ કદી નવ થતો નિદ્રા તણો ભંગ જ્યાં
પીડે શીત નહી જરાય જનને છોને પડે નંગ ત્યાં.—૧૩૪

કીધો સત્વર અગ્નિ દાહ શબને ચોખંટ કેવું બળે,
સાંધા ચામડી હાડ માંસ સઘળાં તાપે તપીને ગળે;

એનો આખર પંચ તત્વ તનનાં એકેક માંહી મળે
અહેનું જીવન કાર્ય પૂરણ થયું રોવા થકી શું વળે? —૧૩૫

"અહાવો અંત મનુષ્યનો જગતમાં"! "હા દેવ અહેવો ખરે."
"જન્મ્યા જે નર તે બધા મરણના થાશે પ્રભુ ભોગ રે.
"ખાધું પીધું કુદી' હસી પ્રણયમાં ગાળી સુખી જીંદગી,
"વ્હાલું જીવન જેહને વિષય સૌ સેવ્યાજ જીવ્યા લગી.—૧૩૬

"આવ્યું શું અણચિંતવ્યું પવનનો એ શું સપાટો વળી
"જાણે કોણ! હશે કદી લથડિયું આવે ગયો છે પડી;
"વ્વારીમાં વિષછે ભળ્યું અહિતણો ન્હેતો હશે ડંસજો.
"ક્યાં તો બિલ્લસ વેંતનું શરગયું કીધોજ વિધ્વંસતો.—૧૩૭

"ઉંચેથી નળિયું પડયું શિરપરે, વ્યાપી ગયું શીત કૈં,
"અહેવા કંક અનેક કારણ થકી પૂરી થઇ જીંદગી;
"પ્રાણી એહ મરી ગયો દુખ ક્ષુધા આનંદ ભાળે નહી,
"અહેને ચુંબન અગ્નિદાહ સરખાં રીઝે નબાળે નહી.—૧૩૮

"અહેનું માંસ બળે છતાં નવ લહે દુર્ગંધ પોતે જરા,
"આવે નાંહી સુગંધ ચંદન તરૂ જોકે મુકયાં છે ખરાં;
"જાડી એ રસના થઇ, શ્રવણની શકિત જતી છે રહી.
"ચક્ષુ તેજ વિહીન; રૂદન સગાંનામાં વળે કૈં નહી.—૧૩૯

"દીવો તેલ ખુટી જતાં જીવનનો હે દેવ હોલૈ ગયો,
"જાણે પિંજર રૂપ આ વપુ મહીંથી હંસ ઉડી ગયો;
"વ્હાલું જે તન જાળવ્યું જતનથી તેયે ન કામું થયું.
"અહેમાં જંતુ અનેક કીડ પડશે જાયે ન એ સંઘયું.—૧૪૦

"અહેવો છેવટ અંત આ જગવિષે રાજા અને રંકનો,
"સારાને નરસા ધની ગરિબકે અજ્ઞાત ને +પંકનો;
"કહે છે એમ શરૂ કરે વળી ફરી પ્રાણી બીજી જીંદગી,
"એનાં એજ પીડા વિયોગ સહવાં હમેશ જીવ્યા લગી.—૧૪૧

---

+ પંકાયલા, કીર્તીવાન.

ચક્ષુ પ્રેમ કુમારનાં જળ હજો સ્વર્ગીય અશ્રુ ભર્યાં,
દૈવી પ્રેમ અને દયા મય, નભે, ભૂમાંહી નેત્રો ફર્યાં;
આકાશે અવનીથકી, નભથકી, પૃથ્વી વિષે જોય છે,
સંસ્કારો ગત જન્મના સબળથૈ સ્નેહે થકી રોય છે. ૧૪૨

જાણે કૈંક જતું રહ્યું, ગત થયું, પાછું થશે પ્રાપ્ત જે,
જે જોયું વળી જાણિતું નિકટનું આનંદની વાત જે,
આત્મા તેહ સમાધિમાં અનુભવે, એવું રહ્યું વાર કૈં,
બોલ્યો ત્યાર પછી કુમાર પરમાનંદે પ્રફુલ્લિત થૈ. ૧૪૩

એવો પ્રેમ અવર્ણનીય મુખની કાંતિ વિષે ભાસતો
આશા ઉચ્ચ મનોરથો મય સ્વરો સિદ્ધાર્થ ઉચ્ચારતો.
" દુઃખીઓ જગ બાપડા જન બધા જાણ્યા અજાણ્યા તમે!
" માયા જાળ વિષે ફસ્યા મરણને પીડા તમોને દમે! ૧૪૪

" જાણું જીવન વેદના અનુભવું છે કેટલી કારમી,
" મિથ્યા ભોગ, મઝા બધી પરિણામે આનંદ સંહારિણી;
" સારાને નરસા સહુ વિષય છે આબાલથી વૃદ્ધના,
" ખોટા, ક્ષુલ્લકતા ભર્યા, દુખ ભર્યા, એ ભોગ છે અંધના. ૧૪૫

" અંતે સૌ ઉપભોગ દુઃખદ થતા, તારૂણ્ય પૂંઠે જરા,
" સાચા પ્રેમ વિષે વિયોગ, જન સૌ જીવી મરે છે ખરા!
" આવે છે અવસાન બાદ બળતી એવી બિજી જીંદગી,
" નાંખે ચક્કરમાં અને પુનરપી એવુંજ જીવ્યા લગી. ૧૪૬

" ભૂલ્યો હું પણ મોહજાળ મુજને એતો ફસાવી ગઇ,
" જેથી જીવન લાગતું સુખ ભર્યું ચિંતા ન થાતી કંઈ;
" જાણે સૂર્ય પ્રકાશમાં નિરવધિ વિશ્વે વહે છે ઝરો,
" નાચે મૂર્ખ તરંગ, અંત ઉદધિક્ષારે મળે તે ખરો. ૧૪૭

" કિંતુ આજ ચિરાઈ છે જવનિકા જેણે થયો અંધ હું,
" જ્હેવા પામર પ્રાણિયા ગરિબડા લાચાર તેવો છઊં.

" પા શ્રમ છતાં સુણે નવ કંઇ દેવો કરે કાળજી,
" શોધું શુદ્ધ ઉપાય સર્વ દુખનો આશા મ્હને છે હજી. ૧૪૮

## મંદાક્રાંતા.

" દેવો પોતે બલહીન થયા ને કરેછે અપેક્ષા,
" ચાહેછે તે મદદ નહિ તો શેં કરેછે ઉપેક્ષા:
" મ્હારૂં ચાલે રૂદન કરવા તો દર્ગી કોઇને ન્હે,
" તારૂં સૌને સફલ જીવવું હુ કૃપાલુ, કરૂં, થૈ.—૧૪૯

" બ્રહમે પોતે સરજન કર્યું વિશ્વમાં દુઃખશાને!
" શકિતમંતો કયમ નવ લહે લોકની બુમ કાને?
" ધારૂં ક્યાંતો શિવ અશિવછે સર્વ શકિત નહીતો,
" ચાલો જોયું જગત પુરતું નાંહિ ઇચ્છા રહીજો."—૧૫૦

## વસંત તિલકા.

સુણી વૃતાંત મહિપાલ થયો ચકીત,
" પ્હેરો કરો ત્રણગણો કહું છું ખચીત;
" ભીડયાં કમાડ કરજો સઉ દીન રાત
" સ્વપ્ના તણો સમય થાય બધો સમાપ્ત.—૧૫૧



# સર્ગ ૪ થો.

## ગૃહ ત્યાગ.

### પુષ્પિતાગ્રા વૃત્ત.

પણ અવધ થઇ વ્યતીત જ્યારે, નરપતિ સૂત કર્યું પ્રયાણ ત્યારે,
રૂદન સદન માંહી થાય ભારે, નૃપ ઉરમાં પુરલોક શોક ધારે. ૧

* * *

સુખકર ઋતુરાજ ગ્રીષ્મ આવે, હિમકરનાં કર શાંતિદે સુભાવે,
પરિમલ મધુરો અશોક દેછે, તરૂફલ આમ્ર રતાશ ચિત્ત લેછે. ૨

નરવર રઘુ નાથ જન્મ આવે, મનહર ચૈતર માસ નામ કહાવે.
સકલ મુદિત વિશ્વ થાય આજે, સફલ ધરા રઘુનંદ જ્યાં વિરાજે ૩

મધુર અનિલ મંદ મંદ વાયે, નવતર રંગ તરંગ વારી થાયે.
નગશિશ થકી વાયુ સંચરે છે, બરફ સમો પરિતાપને હરે છે, ૪

ઉદિત નભ વિષે થયો શશાંક, હિમગિરિનાં શિખરે ચઢે મૃગાંક.
ગિરિશિખર મંહી પ્રકાશ પાડે, ઘનતમને શશિ કંદરેથી કાઢે ૫

પતિ ગગન વસે યદી નિશાનો, જગ જનને ભય અન્ય હોય શાનો?
નિરભય જગસર્વ ઉંઘ શર્ણું, સ્વર પડતો નવ એક ક્યાંય કર્ણું ૬

અગર નર જણાય કોઈ આતો, નગર સિપાઇ મુખેથી શબ્દ થાતો;
પ્રતિવચન વદેજ રાજ ભક્ત, નહિતર થાય નહી જવાં સશક્ત. ૭

ઢમ ઢમ કરી ઢોલ દાંડીઆઓ, શહર વિષે ફરતા વગાડતા જો.
ઉપવન, તરૂ, ખેતરે, કસારી, કિલ કિલ નાદ કરે અતીવકારી. ૮

કદિ કદિ અરણે શૃગાલ બોલે, પલ પલમાં ઝટ શ્વાન આંખ ખોલે.
ભુવન, કુઁવરનું મહાન શોભે, સુરપતિનું મન સ્હેજ જોઇ લોભે. ૯

સ્ફટિક રચિત ભીંત ત્યાં પ્રકાશે, ઝળ ઝળ આરસ સોથતા ઉજાશે.
મનહર લલના ઉંઘે મહેલે, સુખશમણી પર ચંદ્ર રશ્મિ ખેલે. ૧૦

કુઁવર સદન સુંદરી નિહાળી સુરવનિતા નજરે જણાય કાળી.
અધિક અધિક મોહ કાંતિવાળી, સઉ પ્રમદા ચડતી જતી રૂપાળી. ૧૧

ઘડીભર મન ઉત્તમાંગી એક, અવર પળે નજરે પડે અનેક.
કુદરત તણી આ અનેરી વાડી, સુમન રૂપે ઉગતી અનેક લાડી. ૧૨

નવતર તરુણી વડે ભરેલું, અકલ કલામય આ કર્યું ઘરેણું.
નિજકર થકી બ્રહ્મ દેવ સોની, નહિતર ભૂષણશકિત હોય કોની? ૧૩

નિરભય લલના પડી બિછાને, શિશવદના હતી ભિન્ન ભિન્ન સ્થાને.
અવયવ અરધાં દિસે ઉઘાડાં, મૃદુ મૃદુ સુંદર અન્ય હોય ઘાડાં. ૧૪

શિરપર ભરી કોઇ ફુલવાડી, કનક તણા ધરી ચાક અન્ય લાડી.
ફર ફર કુઁઇ શ્યામ થાય કેશ, મનભર મોહક અંગના સુવેશ. ૧૫

રમત ગમતમાં કરી વ્યતીત, દિવસ, નિશા સુખ આપતી અતીત
વિધવિધમનરંજ સ્વપ્ન આવે, સ્મરણ અનંગ અનંત ચિત્ત ભાવે. ૧૬

દિન ભરવનમાં વિહંગ ખેલે, કમલ મુખી ચપલા રમે મહેલે.
મધુર મધુર ગાય જેમ પક્ષી, તદવિધ સંગીતમાં કુરંગ અક્ષી. ૧૭

ભરપુર સઉ દીપ ઉચ્ચ તેલે, મધ્ય મધ્ય સુંદર થૈ રહ્યું મહેલે.
ઝમક ઝમક મંદ તે પ્રકાશે, મૂખ છવિ કિંચિત કામિનીની ભાસે. ૧૮

પયધર પ્રમદા તણાં ચડે છે, પ્રતિ પલ શ્વાસ લઈ ફરી પડે છે.
અધર કમલ પત્રસા રૂપાળા, મનહરણા અરધા મુકયા ઉઘાડા. ૧૯

કરણ વરણ કૂમળી હથેલી, હરણગતી પરખાય હેમ વેલી.
ભમર ધનુષ દીર્ઘ, દંત મોતી, મૃગ નયના અનુરાગમાં કપોતી. ૨૦

ઉભય નયન અંજનેથી આંજ્યાં, દરશન રંજન ગાલ બાલ છાજ્યા.
કરયુગલ કમાન પદ્મદાંડી રતિરસ પૂરણ કુદતીતી નાડી. ૨૧

કદિ કદિ પગ સ્વપ્નમાંહી ઠોકે, ભ્રમિત મના થઇ બ્હાવરી વિલોકે.
ઝમ ઝમ રણકાર થાય ત્યારે, છમ છમ નૂપુર ગાન ગાય ભારે. ૨૨

નિજકરલઇ એકનાર વીણા, તનનન મંજુલ તાન તાર ઝીણા;
શયન પર વગાડતાં સુકી ગૈ, તદવિધ કોમલ અંગુલી રહી ગૈ. ૨૩

મદભર ગજગામિની પડી છે, સ્તનસહ બાથ કુરંગને ભિડીછે.
મૃગ મુદિત ગુલાબ ખાય રાતાં, પણવશ ઉંઘ થયું હરીણ ખાતાં. ૨૪

હજી કર પ્રમદા તણો ઢળેલો. મૃગ મુખ પાસ ગુલાબ લે વળેલો.
હરિણુ અધર મધ્ય પત્ર દીસે, જયમ હમણાં લઇ દંત સાથ પીસે. ૧૫

તરમન કરનાર મોગરાનાં, સુમન લઇ કરતીતી હાર રામા.
ફુલપર શિર રાખી એક ઝુકી અવર સખી ઉર સ્હેજ ડોક મુકી. ૨૬

વિધ વિધ મણી, રત્ન ચંદ્રકાંત, હકીક તથા પરવાળ લે પ્રશાંત
કનકન અબલા બનાવતામાં, વિલીન થઇ શયને તથૈવ ભામા. ૨૭

ખગ ખળ ઝરણું વહે બગીચે, જળલય તલ્લીન નાર આંખ મીચે.
પરમ સુખ વિષે વસંતિ બાલા, નવતર બાલ ગુલાબ પુષ્પ માલા. ૨૮

સકલ યુવતિ સંગ મધ્ય ઇષ્ટ કુંવરતણી પરિચારિકા વિશિષ્ટ.
અગણિત ગુણરૂપ ધામ ગંગા, પ્રિય સખી ગૌતમી છે સદૈવ સંગા. ૨૯

કિરમજી વરણા તથૈવ ભૂરા, કનક તણા પડદા સુરંગ પૂરા.
લટક લટક થાય દ્વાર માંહી, સરવસ ચંદનથી મહેલ જયાંહી. ૩૦

ત્રણ કદમ તંહીથી અંતપૂર, શયન કરે સુત જયાં મહાન શૂર.
નરમ નરમ રેશમી બિછાનાં, ગરક થતો પગ, હોય લિંબ પાનાં. ૩૧

રમણીય અતિ શ્વેતલંક મુકતા-ફલ-ઘર નીરચી ભીંત ઘાટ યુકતા.
પરમ કુશલ શિલ્પકાર કોર્યાં, કમલ તથા ખગ ચિત્ર રંગ પૂર્યા. ૩૨

તરવર ફુલ બાગ વાત વાય, અનુપમ દંપતિ મ્હેલમાં સુહાય.
પ્રિયકર નિજ સાથ, રાજ કન્યા, યશાધર ગુણરૂપ નાર ધન્યા. ૩૩

## દ્રુત વિલંબિત.

પતિતણા પડખા થકી ઉઠીને, ભૂકુટીને કરબે થકી ઢાંકીને
ઉછળતે ઉર સુંદરી જયાં વળી, કમર ઉપર સાઠી સરી પડી.—૩૪

નયનથી જળધાર વહે ઘણી, પતિવ્રતા નિરખે પતિના ભણી
નિજમુખે પતિના કરતે કર્યાં, મધુર ચુંબન નેહ થકી ભર્યાં.—૩૫
ત્રણ (ચુંબન) પછી અતિ આર્ત સ્વરે વદી, વિપદ આવવી છે પડી ના કદી
"જીવન વલ્લભ જાગૃત થાવને, વચન અમૃતથી સુખ પાવને "—૩૬

"પ્રાણેશ્વરી તું કયમ બૂમ પાડે?" જવાબ ના સુંદરી કાંઇ આપે
સામા ગડી કારમી ચીસ પાડી, પછી વદી ઉત્તર રોવું ખાળી.—૩૭

## માલિની.

નરપતિ સુત સૂતી હું મહાનંદ માંહી
તવ તનુ ગતિ પામ્યું ગર્ભમાં સાંજ જ્યાંહી.
પ્રણય હરખને ચૈતન્યની ઉર્મીઓ કે
ઉછળતિ ઉર મ્હારે, અસ્ત નિદ્રાથી હું થૈ.—૩૮

પણ અરર કહું શું નાથ વ્હાલા તમોને
કળ વિકળ થઇ હું ઊંઘમાં, ઊર જોને,
ધડક ધડક થાયે, ત્રાસ હા ના ખમાયે
ભયંકર મુજ સ્વપ્નું નાથજી ના વદાયે.—૩૯

નિદ્રામંહી મેં ત્રણ સ્વપ્ન જોયાં, હતાં મહાઘોર બધાંય રોયાં.
પ્હેલો દીઠો એક સુપુષ્ટ નન્દી, વનૌષધિરાજ, વિશાળ શૃંગી.—૪૦
તેણે અતિ ઉજ્વળ તેજ વાળો, શિરાગ્ર ભાગે મણી એક ધાર્યો.
જાણે પડયો તારક એક છે ત્યાં, પ્રકાશ એવો નહી તો મળે કયાં?—૪૧
પાતાળને તેજીત જે કરે છે, ભુજંગ રાજા નિજ રત્નથી જે,
તેવો મણી મસ્તક માંહીધારી, ધીમેથી આવે વૃષ્પ પુચ્છ ધારી.—૪૨
રસ્તા મંહીથી વૃષદ્વાર પાસે, જતો હતો તે નવકોઇ ખાળે,
જોકે થઇ સ્વર્ગ થકી સુવાણી, શચી પતિ પ્રેરીત એજ કાળે.—૪૩

## માલિની.

"નગર જન તમે જો નન્દીને રોકશો ન્હૈ
"નિજપુર તણી કીર્તિને સઉ ભાળશો ગૈ."
પણ નવધૃતિ ધારે કોઈ તે રોકવાને
ગજબ બળદ કીધો, હાય આવ્યો છ શાને?—૪૪

રડી પડી હું પછી મુકત કહે ભુજા વડે ગર્દન એની વીંટી,
પ્રયાસ કીધો બળથી બથાવા, અને કહ્યું "દ્યો સઉ દ્વાર ભીડી."—૪૫

## માલિની.

તરત વૃષભ ગાજે ગર્જના ઘોર કીધી, ભુજકર થકી ગ્રીવા સ્હેજમાં છોડી દીધી.
બળ કરી ગજીઆઓ ભાંગીને એ પ્રવેશ્યો, ચરણ થકી સિપાઈ સર્વને છુંદી નાસ્યો.—૪૬

દ્વિતીય સ્વપ્નું વળતુંજ આવ્યું, વિચિત્ર રંગો નિજ સાથ લાવ્યું
તેજોમયી ભવ્ય પ્રભાવ શાળી, અમાનુષી સુંદર નેત્રવાળી,—૪૭
મૂર્ત હતી ચાર **મહા પ્રમાણે**. હશે ધરાના અધિ દેવ જાણે
અંગે થકી તેજ ઘણું વહે છે, સુમેરૂના જે શિખરે રહે છે.—૪૮
આકાશમાંથી પરિવાર સાથે અસંખ્ય દૈવી ગણ સૈન્ય માથે,
શહેરમાં સર્વ કરે પ્રવેશ, એહવુ નિહાળ્યું નજરે નરેશ! ૪૯
પ્રવેશના સ્થંભ બધાય વાંકા, સુરેશની છેદન થૈ પતાકા
તેને સ્થળે અન્ય ધ્વજા ઉભી થૈ, ચતુર્દિશામાં પ્રસરી વળી ગૈ. ૫૦
પ્રબોધ વાણી મય શબ્દ પંકિત, તેજો મયી તે પર થાય અંકી.
વાંચી બધા લોક પ્રસન્ન થાય, સંતાપ, અજ્ઞાન સમસ્ત જાય. ૫૧
પ્રભાત વાયુ પ્રકટ્યો સુમિષ્ટ, વિજ્ઞાનના અક્ષર સર્વ છષ્ટ,
આકાશમાંથી થઇ પુષ્પ વૃષ્ટિ, શાંતિ સુખે રાજતી સર્વ સૃષ્ટિ ૫૨

## માલિની.

સરસિજ વદના ઓ! પુષ્પ મ્હારા મધુરા!
અરથહિન કરે છે કેમ તું તર્ક બૂરા?
વરણુન સુણતાં તો, સ્વપ્ન દેખાય સારૂં!
વદન પ્રિય કરે શા કારણે તું અકારૂં? ૫૩

## શાર્દૂલ વિક્રિડીત.

"વ્હાલા વાત ખરી છતાં ભય ભર્યાં શબ્દો થયા અંતમાં,
"આવ્યો કાલ સમીપ," એમ સુણતાં ત્રીજા પડી સ્વપ્નમાં:

શૈયામાં પતિહીન ભાગ્ય હીન હું ત્યાં તો પડી એકલી
" ખાલી છે ઉપધાન કોટ " નીરખી, આશ્ચર્ય થૈ કેટલી! ૫૪

મ્હારૂં જીવન તેજ, વિશ્વ સઘળું, રાજા તમે મ્હાયરા !
વ્હાલા ક્યાં સટકી ગયા પરહરી, સાસુ તણા જાયરા !
દે છે નાગણના સમાન મુજને આદંશ મુકતા વલી !
જાયે ઝાંઝર પાદથી કરથકી નીચે પડે બંગડી ! ૫૫

વેણીમાં કરમે ગયાં ફુલ બધાં, શૈયા પડી ભોંયમાં,
એકો એક વિછિન્ન થૈ જવનિકા, નન્દિ કરે શોર ત્યાં;
પેલો દૂર દિગંતમાં ફર ફરે જયાનનો વાવટો
પાછી બુમ પડી " થયો સમય છે, તૈયાર, ચાલો, ઉઠો," ૫૬

આ ! તે બુમ અઘોરના સ્મરણથી કાંપે હજી જીવડો !
જાગી હું ભયભીત થૈ પ્રિય પતિ ! એ સ્વપ્નનો શો ઘડો ?
આવ્યો જો અવસાન કાલ મુજનો, છોને ભલે હું મરૂં,
કિંતુ, હાય ! સહાય ન્હે, પરહરો તે દુઃખ, બોલું ખરૂં !" ૫૭

**મંદાક્રાંતા.**

સાય કાલે દિનકરતણા અંત્ય ઉલ્લાસ જેવી
દૃષ્ટિ નાંખી નિજ વધુપરે નમ્ર સિદ્ધાર્થ તેવી.
" વ્હાલી શાંતિ ધર અચલજો સ્નેહમાં શાંતિ હોયે,
" ત્હારા પ્રેમે નવ કદી ફરૂં ડોલશે સ્વર્ગ તોયે ૫૮

**સ્રગ્ધરા.**

સ્વપ્નો ત્હારાં ભલેહો અવર સમયની ભાવિ કર્તવ્ય છાયા
દેવો સ્વર્ગ ભલે હો ક્ષુભિત, વળીધરા ધારશે અન્ય કાયા.
લોકોને કો સુભાગ્યે જન મદદ કરે આપણું થાયને કૈં
નક્કી તું માનજે કે પરમ પ્રિય હતી, તું સદા. હાલછે સૈ. ૫૯

પ્રિયા તું જાણે છે, દિન કૈંઇ થયાં ચિંતન કરૂં
ઉપાયો શા યોજી દુખી જગતનો શોકજ હરૂં:

થશે થાવાનુ તે સમયપર નિર્માણ બનશે.
વિધાતાના લેખો ઉચિત સમયે સત્ય ઠરશે. ૬૦
મ્હારો જીવ બળે અનંત જીવને માટે, ન જે ઓળખું,
ધારૂં શોક ઉરે યદિ ઈતરનો, હું અન્ય દુઃખે દુખું;
દેવી એમ વિચાર તો, નવ ફરે ઉચ્ચાશયો મ્હાયરા,
**શાને** આ જન સર્વના તરફ જે વ્હાલાં મને છે ખરાં? ૬૧

## હરિણી વૃત્ત.

મુજજીવનનાં ભાગી જીવો! સુખી મુજને કરો,!
દિવસ રજની આનંદેથી, રસીક તમે ભરો;!
પરમ રમણી સૌથી વ્હાલી, પ્રિયા પ્રિય ઉત્તમા!
નરમ હરણી હૈયા વચ્ચે વસે થઇ મધ્યમા. ૬૨

મુજતનયની માતા તું છે, શરીર રંભાંગના,
દઇ મનવરી આશાકાજે, મળીસહ અંગના;
ફર ફરકરી પાછી આવે, દયાળુ કપોતિની,
નિજ શિશુ તણાં ચાટે મ્હોડાં, દયામય પક્ષિણી. ૬૩

જલધી અવની, હૈયું મ્હારૂં ફરી ત્યમ આવતું,
પરમ હરખે, પ્રેમે ઘેલું પ્રિયા ભણી ધાવતું:
મુજ સ્વજનની મીઠી લીલા, દયામય તું રમા!
સુખદ પ્રતિમા કલ્યાણી તું, અહો કમલાનના! ૬૪

અતુલ હિત તું વૃધ્ધોનું છે, સકોમલમાં મૃદુ,
ઇતર કરતાં પ્હેલી મ્હારી, સબંધી ત્હને વદુ;
સ્મરણ કરજે નીચો નન્દી, દીઠો સ્વપના વિષે,
ફર ફર અતી આકાશે જે, વિશાળ ધ્વજા દિસે. ૬૫

"દઢ મન થકી માની લેજે, પ્રિયા કહું સત્ય જે,
પ્રણય તુજમાં સાચો પૂર્વે, અને વળી આજ છે.
સકલ જનને માટે શોધું અલૌકિક સત્ય જે,
સરળ હૃદયા ત્હારે કાજે વિશેષ પ્રયત્ન એ. ૬૬

"મુદિત મન થ'; ને જો શાણી વિપત્તિ કદી પડે,
તદપિ ઉરમાં ચિંતા આણી જરા નવ તું રડે:
અવની તલમાં શાંતિ વ્યાપે ભલે દુઃખ આપણે
સહન કરીયે; તેને સાધ્વી જરા નવ તું ગણે. ૬૭

* * *

## શાર્દૂલ વિક્રિડીત.

સાચો સ્નેહ ચહે યદિ પ્રિય કને સ્વીકાર આભારનો,
આપે આશિષ પ્રેમી પ્રેમી જનને, આદર્શ જો પ્યારનો;
આલિંગું તુજને પ્રિયા, કરમ્હને તું પૂર્ણ પ્રેમે ભર્યું.
દેવી ! ચુંબન: પાન અમૃત તણું કીજે મુખે જે ધરૂં. ૬૮

"મ્હારા આ હૃદયે થકાં તુજ ઉરે લે ગ્રાહ્ય તું બોધનો,
ત્હારા અંતરથી શીખે જન બધા ગુહ્યાર્થ એ બોધનો:
ચાહું પ્રેમ અનન્યથી યશધરા તુંને, કહું છું ખરૂં,
પ્રાણી માત્ર પ્રતિ તથૈવ ઉરમાં હું પ્રેમ એવો ધરૂં." ૬૯

"ઇચ્છું હું અવલોકવા નભ ગણો બાલા હવે સૂઇ જા,"
નિદ્રાધીન થઇ સતી યશધરા ચાતાં પતિની રજા:
દીસે લોચન રાતડાં કમલના જેવાં થયેલાં રડી,
નિદ્રામાં ડુસકાં ભરે પુનરપી તેવેજ સ્વપ્ને પડી. ૭૦

* * *

## શિખરિણી.

"હવે ચાલો, આવ્યો સમય," ઇતિ શબ્દો ભણુભણે,
સુણે સ્વપ્ને શોકાતુર યુવતિ; સિદ્ધાર્થજ પણે
જુવે તો આકાશે મુદિત રજની નાથ ચળકે,
રહ્યા તારા સર્વે રચિત નિયમે પૂર્વ કથિતે. ૭૧

"શુભા આ રાત્રી છે, મુનિવર તમે મંગલ કરો,
"મહત્તા, સત્તાકે, પરહિત તણો પંથ સ્વિકરો;"

કહે એવું તારા, " પદ અનુચરો ચક્ર વરતી,
" નહીતો સંન્યાસી, સુખગુણ મયી થાય ધરતી,, ૭૨

વળી વાયુ લ્હેરે ધ્વની શ્રવણમાં દેવ ગણનો
થયો પ્હેલાં જેવો; ખચિત નિરખે છે સુરગણો;
કહે " હું જાઉ છું, સમય મુજ આવ્યો નજીકમાં
મને બોલાવે છે, અધર તુજ પ્યારા પ્રિયતમા. ૭૩

" પણે આકાશે હું ઝળઝળિત સંદેશ નિરખું,
નિહાળું છું ભાવિ, વિરહ નવ મિથ્યા કરી શકું;
પ્રવેશ્યો આ સ્થાને, દિવસ રજની આ સ્થળ મંહી,
ગુજાર્યાં તોએ તે, મુકુટ તણી આશા મુજ નહિ. ૭૪

" અસીધારા યોગે પ્રિય નહી મને રાજ્ય કરવું,
હજારોના ભોગે વિજય કરતાં છૂટ મરવું;
નથી જોવાં ચક્રો રૂધિર થકી રાતાં રથતણાં
ઇતિહાસો રક્તે લખી નથી થવુ વિક્રમ ઘણા. ૭૫

" ચહું છું શાંતિથી અવની તલમાં શુદ્ધ પગથી
જવા આશા રાખું જલ ધર સિમા છેક નગથી.
વને વાસો મ્હારો, પરિજનજ કંગાલ દુખિયાં
" મહી રમ્યા રોયા," કૃપણ કફની–વસ્ત્ર ઝરિયાં. ૭૬

" વિના ભિક્ષા માંગે અવર નહી હું ભોજન કરૂં,
ગુફા અંધારી કે વન વિણ કશે આશ્રય કરૂં;
પણું હું એ પંથે, સહન રડવું ના થઇ શકે,
બિચારા જીવોનું નિરખી દુખ મ્હારૂં ઉર ધ્રકે. ૭૭

હવેતો જાગીછે પરમ અનુકંપા હૃદયમાં,
અનેરી લાગીછે લગન કરૂણના મરમમાં;
વિરાગી ત્યાગી થૈ શમદમ કરી નિર્મલ કરૂં.
નિયંત્રી પ્રાણોને તનમન વિકારો મલહરૂં. ૭૮

વસે દેવો અહેવા, પ્રણ રૂઝવવા શકિત ધરતા!
અને કોણે જોયા! કયમ ગરીબ દુ:ખો ન હરતા!
થઇ શ્રદ્ધા શાથી સુરગણ વિષે, હોમ કરવા!
ફલો, ઘી, ને કાષ્ટો જવતલ વડે કુંડ ભરવા! ૭૯

દશાંશો અન્નોના દઇ અન્થ શો સિદ્ધ કરતા!
ભણાવી મંત્રોને ગરજન કરી કર્ણ ભરતા;
કરેછે યાગો ત્યાં પશુગરિબડાં મૂક મરતાં,
વળે એનાથી શું ધણ રહિત પંથે વિચરતાં! ૮૦

ચણાવી મંદીરો ગગન સરસાં ભવ્ય પુરમાં,
જમાડી દ્વીજોને ગદગદથતાં મિષ્ટ ચુરમાં;
ભણી સ્તોત્રો જૂદાં દિનપતિ તથા વિષ્ણુ શિવનાં,
ધુમાડાના ગોટા સમવિફલ એ કર્મ જીવનાં. ૮૧

ટળી એથી કોની જનમરણ જંજાળ જગની!
બચે એવાં કો છે મદનશરની મોહ લગની!
વિયોગે વ્હાલાંનું સ્મરણ કરતાં કલેશ ઉપજે,
ટળે શું, એ દુ:ખો, યદિજન ઉમંગે સુરભજે! ૮૨

હરે શકિત સર્વે ધકધક થતા તાવ તનની.
અને વાયુ સંધી થર થર કરે કાય જનની:
ઉદાસી ધીમું આ ઘડપણ ઘણું ઘોર કપરૂં.
પછી એકાએકી યમસદન દેખાય જબરૂં. ૮૩

ન જાણે શી થાતી ગતિ મરણ પૂઠે અવરણી,
શરૂ થાયે પાછી નવ જીવનની કલેશ ભરણી;
સદા એવું થાતું મરણ વળતાં જન્મ ધરવો.
નિરાશાને દુ:ખો સહન કરતાં કાળ ભરવો. ૮૪

કરી કોઇ બાલા, કઠણ ઉપવાસો વ્રત ઘણાં‘
ધરી નૈવેદ્યો, ને, ભજન કરવાથી સુરતણાં;

ભરીને પાણીથી વિટપ તુળસીનાં વન બધાં !
પ્રસૂતીની પીડા થકી બચી બિચારી, ન, મુગધા ! ૮૫

હશે દેવો સારા, શુભ વળી નઠારા અશુભના
દયાળુને બીજા, નિરઘૃણ; બધા નિર્બલ મના;
મનુષ્યોના જેવા પરવશ પડયા કાલ ચરકે
વિપાકે કર્મોના, સુર, નર, જતા સ્વર્ગ નરકે. ૮૬

અણૂ પર્માણુથી, વિધ વિધ રૂપે ઉદ્‌ભવ થતા,
લઘૂ જંતુ માખી ઇયળ, મછરા, મીન, ઉડતાં,
વિહંગોને પ્રાણી, નર, સુર, વિભુ એ ક્રમ થકી
ફરી પાછી મટ્ટી અણુ, નિયમ એહવો ઇહ નકી. ૮૭

બધા જીવો વચ્ચે ન્યુન અધિક સંબંધ વસતો,
છતાં પ્રાણી મોટો નિરબલતણો પ્રાણ હરતો;
ભરેલાં અજ્ઞાને જન હૃદય છે નિર્ગુણ ઘણાં
ઉગારે જો કોઇ જીવ મૂઢ રહેશે નહિ મણા. ૮૮

કરી હિંસા રીઝે રમત સમજે છે હનનમાં,
પડયો છે અજ્ઞાની અકલહિન માયા ગહનમાં;
હશે કિંતુ રસ્તો ખચિત જગ ઉદ્ધાર કરવા
બિચારાં જીવોના તિમીર ભય સંતાપ હરવા. ૮૯

મનુષ્યો શીતેથી શિશિર ઋતુમાં કષ્ટ સહતાં,
પછી શોધ્યો કોયે ચકમક થકી અગ્નિ દહતા;
છુપેલો પાષાણે રવિ અનલ ભંડાર(થી) નિસર્યો,
શમાવે છે થંડી સકલ જનની એક તણખો. ૯૦

હતાં માંસાહારી જન, પશુ વરૂ જંબુક સમાં,
પછી અન્નો વાવ્યાં, સુફલ રસદા ભૂગરભમાં,
ઋતુ વર્ષા કાલે, નભ જલદ પર્જન્ય વરસે
રૂડી રાજે ભૂમી, ભરપુર નવાન્નો, ફલ, રસે. ૯૧

ઇશારાથી બોલે, બડબડ કરી અર્થ સુચવે
પછી વાણી શોધી, રસિક રસના કોઇ ગુરૂએ.
રચ્યા છે શાંતિથી સમજ પડવા અક્ષર જને
લખીને દર્શાવે અરથ સરલો ઇચ્છિત મને. ૯૨

નહી વસ્તુ એકે અતિ કલહ ચિંતા વિણ મળે,
વિના કષ્ટે, ભોગે, અરથ જગમાંહી નવ વળે.
મહાભાગી જન્મ્યો અખુટ ધન ભંડાર ભરિયા,
મઝા માટે મ્હારે પરમ સુખના પૂર્ણ દરિયા. ૯૩

ચહું તો હું થાઉં નરપતિ મહા ચક્ર વરતી,
યુવાવસ્થામાં, આ, સતત ચઢતી રંગ ભરતી,
નથી હું કંટાળ્યો ચિર સમય જીવી જગતમાં,
વિલાસે ઉલ્લાસે અહરનિશ ગાળું રમતમાં. ૯૪

નથી તૃપ્તિ ભોગે તદપિ રતિરંગે પરિણમે,
વધે છે આકાંક્ષા હજી અધિક ક્રીડા મન ગમે.
થયો શોકે શાણો, સુખ દુખ તણા મિશ્રણ ભણી
રિઝુંને મૂઝાઉં, ગહન ગતિ જોઇ જગ તણી. ૯૫

નથી તંગી એકે, મુજમન વિષે શોક નમળે,
સિવાયે બીજાનાં નિરખી દુખ મ્હારૂં ઉરબળે
ત્યજું સંપત્તિ આ સરવશ, ભજું યોગ પથને
અને શોધું સાચું, મનવશકરી, સત્ય મથને ૯૬

વિરાગી હું ત્યાગી, પરમ અનુરાગી ગરિબનો,
બનું કંથા ધારી, ઘર, જર, વિદારી, ફરી વનો;
ભલે સ્વર્ગે, નર્કે, સુખ સમિપ મર્ત્યે યદિ રહ્યું
હશે ત્યાંથી શોધું, જગતજન બોધું, ઉર ચહું. ૯૭

ઘણા કાલે, અંતે, કવચિત સમયે કો સ્થળ વિષે,
જશે નક્કી મ્હારા તિમિર પડદા, સત્ય દિસશે;

ઘણાં કષ્ટે ચાલી મુજ પગ ખરે માર્ગ વળશે
બધું જેને માટે પરહરૂં મ્હને તેજ મળશે. ૯૮

અને મૃત્યુ જોશે, અચરજ હું મૃત્યુંજય થયો,
પ્રજા વ્હાલી તેથી હૃદય મુજ વૈરાગ્ય ઉપજ્યો
નિહાળી તેઓનાં દુખઉર બળે છે પ્રતિપળે
અજાણ્યાં જાણ્યાનાં, ઘનતમ ઉપાધિ દુખ ટળે. ૯૯

## સ્રગ્ધરા.

ધારી આજ્ઞા તમારી ઝટપટ થકી હું તારલા સદ્ય ચાલ્યો
શોકાવૃત્તા ધરિત્રી! યુવન ધનધરા, છોડીને આ સિધાવ્યો.
તું કાજે તખ્ત મ્હારૂં, સુખ, દિન, રજની, મ્હેલ આનંદ દાતા.
એ સૌનો ભોગ આપું, વળી વિદુર કરૂં, સ્નેહ સંલગ્ન કાંતા. ૧૦૦

## શિખરિણી.

કરો વ્હાલી રાણી તુજ કઠિનછે દૂર કરવા,
બધાંથી, તો ચેહું, અવની તલનો ભાર હરવા,
તને ત્યાગું; કિંતું ધરણી સહ ઉદ્ધાર તુજનો
થશે પામે સિદ્ધિ સુતનું! ચિરસંકલ્પ મુજનો. ૧૦૧

## માલિની.

તવ ઉદર વિષેજે હાલતું બાળ મ્હારૂં
ઉભય પ્રણયનું જે ગુપ્ત છે. પુષ્પ પ્યારૂં;
અગર શિરપરે હું ધારવા હસ્ત ત્હેના,
ચલિત મન થશે, જો થોભું આશીષ દેવા. ૧૦૨

## દ્રુત વિલંબિત.

મમ પ્રિયા, પ્રિયબાળ, પિતા, જનો
ક્ષણ સહો સઉ આ પળની વ્યથા;

ઉદયગ્રાન પ્રકાશ થશે અને,
જન સમસ્ત મૃદુ ઉરના બને, ૧૦૩

## માલિની.

અચલ મન થયું છે, નક્કી હું તો જવાનો બસ બસ નહી પાછો તો કદાપી થવાનો
અતિ શ્રમ કરી શોધું તે થશે પ્રાપ્તજ્યારે, સતત મનન કીધે, ફકત આવીશ ત્યારે
૧૦૪

## શિખરિણી.

હજુ અશ્રુ ભીનાં નયન કમલો છે **યશાધરા.**
પડીછે નિદ્રામાં શયન ગૃહ દેવી મનહરા;
ભ્રુકુટીથી ભાવે વદન નિરખી આશિષ દઈ,
પથારી પ્યારીની ત્રણ વખત ફેરા ફરી લઇ, ૧૦૫

હશે જાણે વેદી, કર પુનિત ભાવે, ઉર ધરી,
"નથી મ્હારે નક્કી શમન કરવું છે અહીં ફરી;"
વદી એહેવું જાયે, ત્રણ વખત પાછા પગ પડે
મહા માયા, પ્રીતી, મુખ વિપુલ સૌંદર્ય કનડે. ૧૦૬

પછી અંતે ઢાંકી નિજ વદનને વસ્ત્ર લઇને
ગુણીદારા ત્યાગી; પ્રિયસદનથી બ્હાર જઇને.
પગે ધીમે ધીમે જઇ જવનિકા દૂર કરતાં,
નિહાળ્યાં બાલાનાં કમલ મુખ શાંતિમય હતાં, ૧૦૭

તડાગે શોભે છે ભય જલ વિષે જેમ નલિની,
બિછાને સૂતી છે વિવિધ રમણી મોહ કરિણી;
પડી દષ્ટે ગંગા, યુગલ યુવતી ગૌતમી તથા,
જતાં છોડી જોડી, કુંવર મન પામ્યો અતિ વ્યથા. ૧૦૮

"સખી મીઠી વ્હાલી! મુજસહચરી બાલ વયની!
મુકી જાતાં જાગે પ્રિયસ્મૃતિ ત્હમારા પ્રણયની;

જતાં ના જાઉં તો અવર ગતિશી આપણતણી
વિના વૃદ્ધાવસ્થા મરણ વિણુશી થાય તરણી ? ૧૦૯

યથા નિદ્રા માંહી, મરણ શયને તેમ પડશો,
અસૂ જાતાં ઉડી શબવત સખી જોઇ રડશો;
સુગંધી ને શોભા સુમન મરતાં ક્યાં વહી જતાં ?
શિખા દીવાની ક્યાં નયન અળગી તેલ ખુટતાં ! ૧૧૦

" નિશા ! આ સર્વેનાં નયનપર તું ભાર ભરજે,
" બધી બાલાઓનાં અધર રજની ! મૂક કરજે,
" રખે એનાં આંસૂ ગદગદ કરે કંઠ મુજનો,
" જતાં રોકે કોઇ મુજ જનકનાં સેવક જનો. ૧૧૧

*　　*　　*

## શાર્દૂલ વિક્રિડીત.

" જીવે કૈંક વસંત કાલ જગમાં, વર્ષા, શિયાળા વળી.
ભાંયે પર્ણ પડે ખરી તરૂ થકી યે શુષ્ક તાપે બળી,
પાછી જોય વસંત પાદપ, કુહાડીના નહી તો સહી,
કારી ઘા પડતું, તથૈવ મરવું એ તો ગમે છે નહી. ૧૧૨

નાના એ મુજને રૂચે નહી ભલે દૈવી સુખે હું જીવું
લોકો જ્ઞાન વિના રડે ગરિબડાને ચેનમાં હું સુવું !
માટે હે સ્વજનો વિદાય લઉં છું દૈ ભોગ સર્વસ્વનો
જાઉં શોધન કાજ જ્ઞાન કરવા ઉદ્ધાર આ વિશ્વનો." ૧૧૩

*　　*　　*

## મંદાક્રાંતા.

ધીમે ધીમે નરમ પગલે બ્હાર **સિદ્ધાર્થ** જાયે,
જુએ તારા, મુદિત નભથી, ઊરના હર્ષ માયે,
વાયુ લ્હેરો ફરફર કરે પ્રેમથી વસ્ત્ર ચુંબે
દૈયાં ખોલી સુમન સુરભી સ્નેહ વિદાય દે છે. ૧૧૪

લંકા તિરે હિમગિરિ શિખરે સાગરેથી નગે ત્યાં,
કંપી ભૂમિ તડિત ગતિથી વ્યાપિ ગૈ આશ છાયા,
હર્ષે રીઝે દશ દિશ ફરે દુંદુભી દેવ વાગે,
ધન્યા રત્રિ સુરજન કહે "બુદ્ધ સંસાર ત્યાગે. ૧૧૫

ઉંચે જોતો સજલ નયને સર્વ તારા ગણો ને
મૂગે મ્હોંડે પરમ કરૂણા–પ્રેમથી સજ્જ થૈને
ચાલ્યો જાયે ઘનતમ વિષે, સારથી પાસ જૈ ને
બોલ્યો " ભાઇ ઉઠ ચલ હવે છન્ન તું અશ્વ લૈને. ૧૧૬

" શું બોલો છો નૃપસુત ત્હમે? ઘોર અંધાર છે આ!
ક્યાં જાવું આ સમય? "બસઓ ભાઇલા ચૂપ તું થા.
"આવ્યો જાવા નજીક મુજને કાલ સંસાર છોડી,
બંધાયો તો; જઇશ અધુના પાંજરૂં–હેમ તોડી.,' ૧૧૭

" જોશી ત્યારે અરર નૃપના શું વદ્યા જુઠ વાણી?
" કહેતાતા કે કુંવર કરશે રાજ્ય, વાતો વખાણી!
" છોડી રાણી, સુખ, ધન સઘળું આપ સંચારશોશું?
" ભિક્ષા માટે નિજકર વિષે કાચલું ધારશો શું? ૧૧૮

*            *            *

## વસંત તિલકા.

રાજા થવા જગતમાં જનમ્યો નથી હું;
સામ્રાજ્યથી અધિક મેળવી સારથી હું,
થૈને વિશુદ્ધ જગ શુદ્ધ કરૂં હું છન્ન,
જાલાવ કંટક હવે કરના વિલંબ." ૧૧૯

"ચિંતા પિતા મહિપતિ કરશે પ્રભુઓ,
જાતાં જરા યશધરા દુખને ન જુઓ;
છો વૃદ્ધને યુવકના સુખ ધામ પોતે
જોશો જઇ સરવને મુખ આપ રેતે. ૧૨૦

આભાર કેમ કરશો અપકાર આજે
લાચાર, બોજ કરવો મુજને ન છાજે!
દૈને વિયોગ કરશો સુખ ભાવિમાં શું?
જ્ઞાની થઇ ભુલ કરો વિપરીત આશું?" ૧૨૧

"ઇચ્છા કરે પ્રણયજે નિજ સ્વાર્થ કેરી,
એ પ્રેમ નિર્મલ વિશુદ્ધ તણોજ વેરી;
કાંતા, પિતા, પરિજનો નિજ ઇષ્ટ મિત્ર
દેખાય ત્યાગ કરવો તુજને વિચિત્ર. ૧૨૨

"કિંતુ સખા, સ્વસુખ ને સુખએ જનોનું,
એ સર્વથી અધિક છે. મુજ પ્રેમ સોનું;
હું ભૂત માત્ર સુખ કારણ જાઉં આજે
જોઉં ખરા પ્રણયથી યદિ વિશ્વ રાજે." ૧૨૩

આજ્ઞાધરી કુંવરની જઇ અશ્વશાલા,
તૈયાર કંટક કર્યો સજી હેમ માલા;
જોતાં કુમાર હયહર્ષ ઉરે નમાતો
ખંખારતો સુરતણો હય તુષ્ટ થાતો. ૧૨૪

વાજી સમીપ જઇને કહી "અશ્વ મ્હારા!
"તૈયાર થા ધવલ કંટક મિત્ર પ્યારા;
અહાવો પ્રવાસ કરવા નવ સ્વાર બચ્ચો.
કોઇ થયો હજી સુધી બળવાન સચ્ચો. ૧૨૫

"હું સત્ય શોધક થવા કરૂં આજ સ્વારી,
ક્યારે થશે વિદિત એ ન શકું વિચારી;
તોયે ફરૂં નવ ગૃહે વિણ સત્ય શોધે.
એ કાર્યમાં ખચિત કોઇ મ્હને ન રોકે. ૧૨૬

"વિકાળ, વિક્રમ થઇ હય આજ રાતે
છોને હજાર તલવાર લઇ સ્વહાથે,

ઉભા રહે પથવિષે નર રોકવાને,
તે સર્વ નિબલ હરે તુજને જવાને. ૧૨૭

ખાઇ, દિવાલ તુજને કુદતાં ન રોકે,
થાકી ગયો અરર એમ ત્હને ન ટોકે;
"હાં ચાલ કંટક," ઇતિ સુણતાં ધસીને,
તું દોડજે તડિત વેગ કટી કસીને. ૧૨૮

"વંટોળીઆ પવનના પડશે પછાડી,
જાણું ખરો હય, ઉડે યદિ તું અગાડી;
તું આગ થા પ્રિય સખા થઇ જા હવા તું
ભાગી મહત્કૃતિ વિષે મુજનો થવા તું. ૧૨૯

"જાતો નથી મનુજ કારણ એકલો હું
વાચા વિહીન બલ બુદ્ધિ વિહીનનો છું;
હું મિત્ર પક્ષી પશુ જંતુ તણો બધાનો
તું થા બહાદુર સમો નહિ થોભવાનો." ૧૩૦

મારી છલંગ પળમાં હય પીઠ બેઠો,
લેતાં લગામ કર અશ્વ ન જાય દીઠો;
પાષાણમાં પગ પડે, તણખા ખરીના,
ઉડે, અવાજ જ સુણાય છતાં જરીનાં. ૧૩૧

ત્યાં માર્ગમાં સુર ગણો ફુલ મોગરાનાં
વર્ષાવતા તિજ કરે રહિ સર્વ છાના;
યક્ષો અલૌકિક રચે પથમાં બિછાનાં
કર્ણે પડે નહિ ધ્વની હયના જવાના. ૧૩૨

જેનો અવાજ ગઉ બે ખુલતાં સુણાયે,
તે દ્વાર પિત્તળ તણાં ઝટ મુકત થાયે.
ખુલ્લાં અચાનક થયાં પુર દ્વાર તોરે!
નિદ્રા વિષે શબ સમાન સિપાઇ ઘોરે. ૧૩૩

જાણે અફીણ, વિજ્યા લઇ સર્વ ઉંઘે,
દૈવી ફરે પવન સૈનિક તેહ સૂંઘે,

ત્યાં અંગ રક્ષક બધા બળવાન પોઢયા,
ઝૂકી અચેતન થયા નવ કોઇ ઉઠયા. ૧૩૪

આખી રાત પ્રવાસમાં વહિ ગઇ ઝાંખો શશિ જ્યાં થયો,
તારો પ્રાત તણો દિશા ઉગમણી-રેખા સમીપે ગયો.
વાયુ મિષ્ટ પ્રભાતનો મધુરતા જ્યારે પ્રસારી રહ્યો,
ખેંચી અશ્વ તણી લગામ ઉતરી સિદ્ધાર્થ ત્યારે વહ્યો. ૧૩૫

પંપાળી પ્રિય પ્રાણીને, મુખ થકી ચુંબી કપોલે દઇ
બોલ્યો રાજકુમાર સારથી પ્રતિ આવિષ્ટ પ્રેમે થઈ;
"વ્હાલા છન્ન સહાય પુષ્કળ કરી ત્હેં આજ નક્કી ખરી,
સાધ્યું ઇષ્ટ સમસ્ત જીવ, નિજનું, સત્કૃત્ય ત્હેં આદરી. ૧૩૬

"મ્હારામાં તુજ પ્રેમ છે પ્રિય સખા તે શુદ્ધ પ્રેમે તહને,
આવું નિશ્ચય માનજે મુજ ગયે સંતાપ તો ના મને,
લેને આ હય જા હવે ઘરભણી, લે સર્વ મુક્તા મણી,
લેજા હું શિરતાજ, કમ્મરપટો, તલ્વારનો ના ધણી. ૧૩૭

"લેજા આ મુજ રાજવસ્ત્ર સઘળાં દે જે પિતાને કહી,
વંદે રાજકુમાર દેવ! પ્રણયે ને નમ્રભાવે સહી,
પાછો નાત ફરૂં થઇ દશગણો હું પુત્રરાજા તણો,
ત્યાં સુધી વિસરો મ્હને જનક હો, ચિંતા ઉરે ના ગણો. ૧૩૮

એકાંતે રહિ નિત્ય સંયમ કરી સર્વેંદ્રિયો નિગ્રહી,
કષ્ટેથી તપ આદરી, રવિકરો ને શીત વર્ષા સહી,
આધિ વ્યાધિ ઉપાધિ ને પરહરી જૈને સમાધી ધરૂં,
શોધું સત્ય-વિશુદ્ધ-પ્રેમ-કરૂણા, ત્યારેજ પાછો ફરૂં. ૧૩૯

ત્યારે ભૂપતિ સાર્વભૌમ જગનો સેવા, દયા પ્રેમથી,
ત્યારે વિશ્વ સમસ્તનો અધિપતિ, હું થૈશ આ નેમથી;
રે'છે આશ મનુષ્યની મનુજમાં, સંસાર તેથી તજું
વ્હાલાં આ જન તારવા જગતનાં વૈરાગ્ય આજે ભજું. ૧૪૦

# સર્ગ પાંચમો.

---

## શાલિની.

અદ્રી ઉભા પંચ રાજ ગૃહેથી, ચારે બાજૂ રક્ષવા રાજ લક્ષ્મી,
મધ્યે શોભે રાજધાની અપાર, સંપત્તિશ્રી ભૂપતિ બિંબિસાર. ૧

શીર્ષે જેને તાડનાં ઝાડ ઊગે, પક્ષી લીલાં લીંબુની ગંધ સૂંઘે
આંબાવાડી, બોરડી, નાળિએરી, આસોપાલો, આંમલીને ખજૂરી. ૨

બીજી ઊગે ઔષધી જ્યાં અઢાર, એવો આવ્યો શૈલ મોટો બિભાર.
વેગે વારી વાયુ લ્હેરે વહે છે, મીઠા શબ્દો કર્ણ માંહી કહે છે. ૩

પાદે જેના *શારદા નામ ધારી, બીપૂલાદ્રિથી સરે પાપ હારી.
ત્રીજો ક'વે છે તપોવન્ન નામે, ખીલી ભૂમી પુષ્પને અન્ન પાને, ૪

પુર્યું છે જ્યાં કુંડમાં ઉષ્ણ પાણી, દૈવી. લીલા કેમ જાયે વખાણી!
ચોથો નૈઋત્યે ખડો શૈલગિરી, પૂર્વે પૂરો રત્નથી રત્નગિરી. ૫

ત્યાંથી જાતાં વાડિ, વાડા, બગીચા, નાનાં મોટાં ઉચ્ચને વૃક્ષ નીચાં
માર્ગે આવે મંડપો મિષ્ટ મેવા, ઊગે છે જ્યાં દ્રાક્ષ અંજીર કેવાં! ૬

કંથાધારી કંદરીમાં રહે છે, બીજા કાજે કષ્ટ જાતે સહે છે,
ગ્રીષ્મે અગ્નિ વારિ વર્ષા પડે છે, શીયાળામાં તાઢ તીણી નડે છે. ૭

ટાઢું ઊનું જે મળે ભીખ માંગે, ઓછુંવત્તું સ્વાદુનિઃસ્વાદ ભાગે
આવે તેને હેતથી સાધુ ખાતા, ભાવે ભિક્ષા અન્નથી તુષ્ટ થાતા. ૮

રાડો પાડે કેસરી રાતમાંહી, મ્હોડું ફાડે ઘૂરકે વાઘ જ્યાંહી
લુચ્ચાં કો'લાં કીકીયારી કરેછે, તોયે ઋષિ એ થકી ના ડરે છે ૯

એકાંતે ત્યાં નિજને ઘોર રાને પોઢી પોતે ઘાસમાં મોજ માને.
દીવા રાત્રી ધ્યાન નિમગ્ન થૈને, જ્ઞાને યાત્રો યોગ સંલગ્ન થૈને, ૧૦

---

*સરસ્વતી નદી.

યોગી પોતે ગર્ભશ્રીમંત થૈને, ભોગી જન્મી ભોગનો ભોગ દૈને,
કુંળીકાયા ને ક્રમે કષ્ટ દૈને, ત્યાગી માયા યોગ આરૂઢ થૈને. ૧૧

ભૂખ્યા તોયે ક્ષુત્પિપાસા ત્યજીને, ઝૂકયા આત્માની સમાધી ભજીને
સ્થાણૂ જેવા દિન કૈં સ્થીર થાયે, એ આનંદે દેહનું ભાન જાયે. ૧૨

ખીસ્કોલીઓ ઘૂંટણે આવી બેસે, બે પાદોની લાવરી મધ્ય પેસે,
ભિક્ષા પાત્રે નીલ વર્ણાં કપોતો, ખાતાં તેને હર્ષ હૈયે ન માતો. ૧૩

મધ્યાન્હે આકાશથી ઉષ્ણ રશ્મી, વિસ્તારે છે વિશ્વમાં તેજ લક્ષ્મી
ભાનૂ કીર્ણો મ્હાલયો મંદિરોને, દીપાવેછે હેમના સાગરોને. ૧૪

સંધ્યા કાલે અસ્ત થૈ તેજ રાશી, શીતાંશૂ ને હસ્ત દે વિશ્વ બાજી,
આત્માનંદે મસ્ત સાધૂ નં જાણે, યોગીઓની સાધના આ પ્રમાણે. ૧૫

તારા આવે વ્યોમમાં શાંત ભાવે, શાંતિપુષ્ટિ રાત્રિનો કાંત લાવે,
છોને વાગે પૂરમાંહી નગારાં, છોને બોલે ઘૂવડો ત્યાં ઠગારાં. ૧૬

નિદ્રાને આધીન છે વિશ્વ આખું, તોયે યોગી લીન છે એમ પાખું
અંધારામાં જંગલી ક્રૂર સત્વો, બોલે જાણે બ્હેંકતાં દુષ્ટ તત્વો. ૧૭

કામાદિ જે ષડ્ રિપુ ભિન્ન વેશે, અજ્ઞાનીના અંધ ચિત્તે પ્રવેશે;
ભીતી ને ધિઃકાર એ બૂમ પાડે, માંસાહારી જીવ તેવાં બરાડે. ૧૮

છાનાંમાનાં લોભને ક્રોધ આવે, કામાશકિત કલેશ સંમોહ લાવે;
પ્રાણી ત્યારે આત્મનું ભાન ભૂલે, માયાના આ હીંચકે દેહ ઝુલે. ૧૯

ભૂશૈય્યામાં સ્હેજ આરામ લૈને, પ્રાતઃકાલે તર્ત તૈયાર થૈને,
મેદાનોને પર્વતોમાં ફરે છે, ધ્યાની પોતે જ્ઞાન ચિંતા કરે છે. ૨૦

ક્ષીણા રાત્રી સોમ ઝાંખો થયો છે, શીળો મીઠો વાયુ વાઇ રહ્યો છે
આવી ઊષા વિશ્વને ચુંબી દે છે, "જાગો વ્હાલાં" કર્ણમાં એમ કે'છે ૨૧

પૂર્વે ઝાંખો કૈંક આભાસ દીસે, રાત્રી થોડી છે રહી વિશ્વ વિષે;
મર્ઘો રણ્યે કુકરે કૂક બોલે, જાગે લોકો ઉદ્યમી આંખ ખોલે. ૨૨

ધીમે ધીમે * શ્વેત રેખા વધે છે, વિશ્વે રૂપારેલ જાણે બધે છે.
દષ્ટે આવે વાદળાં હેમ વર્ણાં, સ્વર્ગગાના નીકળે શુદ્ધ અર્ણાં. ૨૩

---

* પ્રકાશનો વિસ્તાર થાય છે.

એકાએકી કિર્મજી કેશરીને, તેજસ્વી દિવ્યાંબરોને ધરીને
કીર્તિ કાંતિ, જીવનો જીવ, + રાજા આવે તેનાં વાગતાં દૈવિ વાજાં ૨૪
બ્રાહ્મે મૂર્તે સ્નાન શુદ્ધિ કરીને. ઊભા થૈને અંજલીને ભરીને
યોગી મોટા, સૂર્યને અર્ઘ્ય દે છે, આ રીતીએ ધર્મશાસ્ત્રો વદે છે. ૨૫
થોડી વારે સ્થાનથી નીસરીને, શેરી શેરી દ્વાર દ્વારે ફરીને,
ભિક્ષા માગે પાત્ર હસ્તે ધરીને, "ભિક્ષાં દેહી" બોલતા સુંદરીને. ૨૬
સાધુ જોઇ શુદ્ધ આચારવાળા, ભાવે ભિક્ષા આપતી આર્યબાળા
"આવો બાવા! અન્ન સ્વીકાર કીજે, વંદુ છું હું દેવ! આશીષ દીજે." ૨૭
પૂજે લોકો, છોકરાં સાથ દોડે, માથે લે છે ચર્ણની ધૂળ કોડે;
ઝબ્બો ઝાલી કોઈ આંખે લગાડે, પાણી દેવા તૂમડી હેઠ માંડે. ૨૮
બ્રહ્મર્ષિજી આ દયા ધર્મ સિંધુ, ધીમે પાદે ચાલતા વિશ્વ બંધુ
જોઇ મૂર્તિ પૂજવા યોગ્ય રૂડી, કોઇ બાલા વારિ આશ્ચર્ય બૂડી. ૨૯
"આ શી કાંતિ! મૂખડું શું રૂપાળું! જાગું, ઊંઘું? માનવી દેવ ભાળું?
"કયાં તો કોઇ રાજવી બીજ હોયે; નાના દૈવી તેજ આ ન્હોય તોયે. ૩૦
"એ તો જાણે સ્વપ્નના સૂક્ષ્મ ભાવો, અહેનો લેશે માનવી કેમ લ્હાવો!
"જે છે તે છે, મૂર્તિ એ સ્નેહ કેરી, ભોળે ભાવે વંદુ એને સખેરી." ૩૧
નીચેથી એ સાધુ ઊંચે ન ભાળે, શંકા થાયે લેશના કોઇ કાળે,
વૈરાગી આ શુદ્ધ આચાર પાળે, તત્વજ્ઞાની શોધમાં કાલ ગાળે. ૩૨

* * *

રત્નાદ્રિના કુંજમાં મધ્ય ભાગે, શાંતિવાળી છે ગુફા સ્હેજ આઘે;
કટ્ટાયોગી ત્યાં હઠીલા રહેતા, મર્દી કાયા ઘોર કષ્ટો સહેતા. ૩૩
ભિક્ષુ, યોગી, બ્રહ્મચારી તપસ્વી ઊભા પાણી રાખતાતા મનસ્વી.
દીવારાત્રી, માસને વર્ષ સુધી, સૂકાં સ્નાયૂ પામતાંતાં અશુદ્ધિ. ૩૪
આંથી થાતી વેદના તીવ્ર તોયે, યોગી મ્હોડે ખેદના અલ્પ જોયે.
છોને થાતા દૂબળા કષ્ટ સ્હેવે, થાશે મુક્તિ માનતા હાલ અહેવે. ૩૫

+ સૂર્ય.

આત્માની આ વૈરિણી કાય એહેવું, માને માટે આદર્યું કષ્ટ સ્હેવું.
મજ્જા તંતુ રકતથી હીન થાતાં, લાંબે કાળે જોર ને ભાન જાતાં. ૩૬

સાંધા તૂટે હાડકાં થાય વાંકાં, આયુઃખૂટે, એ ઘણાં કાર્ય બાંકાં.
જેવી ઝુલે ઝાડની શુષ્કડાળી, સ્કંદે હસ્તો ડોલતા રકત ખાળી ૩૭

મુષ્ટી વાળે જોરથી કૈંક એવી રાખે લાંબા કાળ પર્યંત તેવી;
ઊગ્યા મોટા અંગુલી અગ્રભાગે, પંજા જેવા આ નખો સર્વ લાગે. ૩૮

બીજા બેઠા બાણશૈયા કરીને. પાદત્રાણો કોઈ ખીલા ભરીને.
કોઈ કૂટે સખ્ત પાષાણ લૈને, છાતી, જંઘા ને ભવાં ભાર દૈને. ૩૯

કૂટી આવાં અંગને ડામ દેતા, કાંટા ભોંકી માંસને સાંધી લેતા
ચોળે માટી ને ભભૂતી શરીરે, ફાટાં તૂટાં પ્રેતનાં વસ્ત્ર પ્હેરે. ૪૦

બીજા છે'રે કૈં અઘોરી શ્મશાને, મૂવેલાંના સગમાં મોજ માને.
ખાવા અંતઃકાલ પિંડો ઝઝૂમે, ગીધો *શગ્મી જ્યાં ચિતા પાસ ઘુમે. ૪૧

કંઠે વીંટી ગુચ્છળાં સર્પનાં કૈં, ઉચ્ચારે છે માલ રૂદ્રાક્ષની લૈ:
મોટે નાદે નામ ઊમા પતિનું, મૂકાવ્યું છે માન જેણે રતીનું. ૪૨

પંચાગ્નિથી અંગને બાળતા જે, ખેંચીતાણી આસનો વાળતા જે,
માથાં જેનાં ઉગ્ર તાપે તપેછે, ચક્ષુમાંથી તેજ નિત્યે ખપે છે. ૪૩

સ્નાયુ ઢીલાં દંડ લુલા થયા છે, મ્હોડાં જેનાં ઉતરી તો ગયાં છે,
ઘા વાગ્યાથી રકત જાણે વહ્યું છે. કૈં દિનોથી જેમ મૃત્યુ થયું છે, ૪૪

મધ્યાન્હે આ રોજ બેસી ગણેછે, દાણે દાણો બાજરીનો ચણેછે,
એવી રીતે પૂર્ણ થાયે હજાર. એથી બીજું ખાય ના એ લગાર. ૪૫

ઘુંટી પીયે પત્ર કૈં લીમડાનાં, નાડી છેદી પૂરતા ઝેરી પાના,
જેથી લાગે વસ્તુના સ્વાદ એકે જાડા થાયે ચર્મના ધર્મ છેકે. ૪૬

બ્હેરો મૂંગો આંધળો હીનલિંગી, આ બેઠો છે જર્જરિ ભૂત યોગી,
સૌથી મોટો એ તપસ્વી ગણાતો, કર્મે, વર્ષે એ તપોવૃદ્ધ થાતો. ૪૭

યોગી પાસે જૈ વદ્યા રાજયોગી, "વંદુ સાધો આપને ઓ તપસ્વી!
"શાને કાજે આદર્યું કષ્ટ સ્હેવું, શી આશાએ ઘોર દુઃખે રહેવું? ૪૮

---

* સમડી.

આવ્યો છું આ સ્થાનમાં હું મુમુક્ષુ, જોઉં નિત્યે આપ ને અન્ય ભિક્ષુ;
કાયા બાળી તીવ્ર પીડા સહો છો, કેવી સિદ્ધિ પામવાને ચહો છો : ૪૯

શું ઓછું છે દુઃખ આ જીંદગીમાં, ક્યાં છે સાચું સુખ જીવ્યા લગીમાં?
તો શા માટે ભોગવો છો વિશેષે, શાને ગાળો જીવવું કષ્ટ ક્લેશે ? ૫૦

## વસંત તિલકા.

બોલ્યા મહર્ષિ પછી શાસ્ત્ર પ્રમાણુ દેતા, "છે ધન્ય સાભળ તું ઇંદ્રિયના વિજેતા.
"જીવ્યા સુધી દુખ સહી તપ જે કરે છે,' કષ્ટો ભર્યાં પરમ જે વ્રત આચરે છે. ૫૧

હેતુ ખરો જીવનનો તપને ગણે છે, "કષ્ટો વિના ઇતર સાર ન આપણે છે;"
સિદ્ધાંત આ હૃદયમાં નર રાખતો જે, આવે કૃતાંત મનમાં બહુરાગ્ય તો જે ૫૨

આરામ ઉત્તમ ***વિરામ** થયેથી માને, તે જાય નિર્મળ થઇ નભમાં વિમાને:
તેનાં ટળે જગત બંધન પાપ સર્વે, તેથી હમે વિચરિયે હઠયોગ ધર્મે. ૫૩

બોલ્યો કુમાર નભમાં નિરખો તપસ્વી, આ વાદળું કનક વસ્ત્ર સમું યશસ્વી,
શોભાવતું તખત ઇંદ્રનું વ્યોમ માંહી, પાછું પડે જલદ એ જગમાંજ આંહી. ૫૪

આકાશથી ગિરિ તણા શિખરે, નગેથી, પૃથ્વી વિષે, નગર, કોતર ને વનેથી,
વારિ વહે સરિત ગંગ, નદી મંહીથી જાયે સમુદ્ર તલમાં જનમ્યું જંહીથી. ૫૫

એહેવો કર્યો ક્રમ કનિષ્ટ વરિષ્ટ સૌનો, સિદ્ધિ પછી પતન એ વિધિ છે જનોનો.
દૈને શરીર બલિદાન રૂધીર બાળો, સ્વર્લોક પ્રાપ્ત કરવા વ્રત ઘોર પાળો. ૫૬

જાણો ન શું ઋષિ જનો ફલ સ્વર્ગ કેરૂં જે જે ચડે ફરિ પડે દુખ એ ઘણેરૂં!
ચાલે અનંત ઘટમાલ જગે સદાયે, એ માર્ગમાં વિચરતાં નહિ મોક્ષ થાયે." ૫૭

**યોગી:—**

હોયે ભલે, પુનરપિ ઇહ જન્મ આવે, ચિંતા અને કલહ સાથ ફરીથી લાવે
રાત્રી પછી દિવસ ને સુખદુઃખ પૂંઠે, શાંતિ મળે શ્રમ પછી મન એમ ત્રુઠે. ૫૮

એથી હમે સમજીયે અદકું ન કાંઇ, એ કારણેજ સહિયે દુખ ઘોર ભાઇ;
છે જીવનું પરમ બંધન માંસ દુષ્ટ, એને અનેક વિધિયે કરિયે સુનષ્ટ. ૫૯

---

*મૃત્યુ.

ઉદ્ધાર જીવ કરવા સુરલોક જાવા  સંસાર બંધન વિમોચન સ્વર્ગ લ્હાવા
લેવા હમે સહન કષ્ટ અનેક કીજે, આત્મા કરી અમર-લોક-નિવાસ રીઝે." ૬૦

**કુમાર:—**

છોને હજાર દશ વર્ષ સુધી રહો ત્વાં, નાના પ્રકાર ઉપભોગ ભલે કરો ત્યાં;
અંતે વિનાશ સુખનો ઋષિદેવ થાશે, જંજાળ જન્મ, જર જીવ જરાથી ત્રાસે. ૬૧

સ્વર્લોક ભૂતલ તથા પરલોક મધ્ય, પાતાલ કે નભ વિષે દિશિ અંત ભાગે
છે જીંદગી અચલ વિપ્લવ હીન કયાંયે, દેવો ખરે અમરછે સ્વરમાં બધાયે? ૬૨

યોગી કહે, અમર નામ ભલે ધરેએ, પૂરૂં થતાં તપ બધા નભથી ખરેછે;
છે બ્રહ્મશાશ્વત વિનાશ વિહીન સ્થાણુ, સૌ નાશવંતસુરને નર એમ જાણું; ૬૩

**કુમાર:—**

" જ્ઞાની, પવિત્ર દૃઢ અંતરના ત્હેમે થૈ, બાજીરમો દુખભરી અતિ વેદનાલૈ.
સ્વપ્નાંસમાં અચિર દુઃખદ લાભ લોભે, શાને ભરો જીવન ક્લેશ મહાન ક્ષોભે! ૬૪

આત્મા વિશેષ પ્રિય કારણ માંસ બાળો, ઉદ્ધાર જીવ કરવા તનને પ્રજાળો;
શિક્ષા કરી કઠણ છિન્ન વપુ કરોછો, જેથી તમે અસુતણું ગૃહ સંહરોછો. ૬૫

રાજીજવા ઘર ભણી યદિવાજી હોયે, તોયે અકારણ ત્વરા થકી ધૈર્ય ખોયે.
જન્માંતરે પરમ કષ્ટ સહી મળેલું, આધામ સુંદર શરીર કરો બળેલું! ૬૬

છાયું અપાર તમ વિશ્વ સમસ્ત વિષે, આગાર ધ્વાર થકી સ્હેજ પ્રકાશ દીસે;
ઝાંખી પ્રભાત તણી ઉદ્‌ભવ આશ પામે, દૃષ્ટે પડે પથ, જતાં સુખમાં વિરામે." ૬૭

બોલ્યા સમસ્ત ઋષિ " રાજ કુમાર સુણો, સ્વીકાર માર્ગ હઠયોગ કર્યો પૂરાણો,
" એ પંથ પથ્થર પડયા બળતા ભલેહો, આવે હમે ન ડરિયે અવસાન છોહો. ૬૮

એના થકી અધિક ઉત્તમ માર્ગ જાણો, તો દાખવો નવલ શાસ્ત્ર તણાં પ્રમાણો;
ન્હૈતો રહો સુખચિત્તે નિજ શાંતિમાંહી, થાશું હમે વિમુખ આ સુપથેથી નાંહી. ૬૯

ચાલ્યો કુમાર અતિખિન્ન હૃદે, તંહીથી આવે વિચાર મન મધ્ય વિચિત્રતાથી,
શીધૃષ્ટતા, વિપુલતા, દૃઢ અંધશ્રદ્ધા! શાતત્વથી જન કરે યમરાજ સ્પર્ધા! ૭૦

જીવ્યાતણી પ્રબલ આશ, નધૈર્ય ધારે, જીવ્યું થવા પ્રિય, છતાં મનમાં લગારે.
દેવો પ્રસન્ન કરવા તપતીવ્ર તાપે, જાણે અનંત સુખ એ સુરલોક આપે! ૭૧

ઇચ્છા કરે નરક દૂર થવા મનેથી, ઊભું કરે નરક કષ્ટ, સહી તનેથી,
ઉન્મત્ત આચરણથી યદિ હાડ ફોડે, સંસાર પાશ, સહી કષ્ટ, શું જીવ તોડે? ૭૨

*　　　*　　　*

"ઉદ્યાનનાં સુમન સુંદર ખેતરોનાં! કેવાં પ્રફુલ્લ સુકુમાર તમે દિસોછો!
થૈતેજથી મુદિત ભાસ્કરને ભજોછો, સૌગંધ ગ્રાહક અનુગ્રહને સજોછો! ૭૩

ધારો તમે ધવલ, હેમ અનેક રંગ, આનંદનો તમ મુખે નવ થાય ભંગ;
પોતે પ્રસન્ન મનરંજન સો કરોછો, સૌંદર્યને પરિમલે જગને ભરોછો. ૭૪

હે ભવ્યને ગગન ચુંબિત તાડ વૃક્ષો! ઉભા દિસો દિશિતણા બલવાન રક્ષો;
પીયો તમે પવન પાદપ! વારીધિના, શીળા ગિરી મલયના શિખજાત ભીના. ૭૫

શું ગૂઢ તત્વ તરૂરાજ તમેય જાણો, જેથી કદીમન વિષે નવ ખેદ આણો,
આબાલ અંકુર થકી ફલકાલ સૂધી, સંગીત સુંદર કરો રવિગુણ ગુંજી. ૭૬

ઉદ્દામ પોપટ ,કપોત, સુરમ્ય મેના! ને હંસ બુલ્બુલ તમે ગુણ ગાવ શેના!
રો'છો સદા તરૂ, લતા, વનકુંજ મધ્યે, સંતોષથી સુખવિષે, લડતાં ન યુદ્ધે, ૭૭

ધિઃકારતાં જીવન આત્મતણું ન કોઈ, ને ન્યુનતા સુખતણી સુચવો ન રોઈ,
ઇચ્છા કદી અધિક ભોગ વિષે ન જોઇ, છે ધન્ય ઓ ઊડુ ગણો નવ હામ ખોઇ. ૭૮

સ્વામિત્વ ધારણ કરે તમને હરેછે, જે માનવો ઉદરને રૂધિરે ભરેછે.
પોતા તણાં પુનિત પાપ થવા કરેછે. તે આત્મ નાશક તપો, વળતાં મરેછે, ૭૯

*　　　*　　　*

નીચાણ ખીણ મંહીથી પડવા પડેછે, મેઢાં અજાયુથ તણી રજ આ ઉડેછે.
કો વૃક્ષપર્ણ બચકાં ભરતાં ગ્રહેછે, લેવા બિજાં વનફ્લો મુખમાં ચહેછે. ૮૦

કો માર્ગથી વિમુખ થૈ જલપાન કાજે, જાતાં કરી ગરજન વન સર્વ ગાજે:
ગોવાળિયો પણ બધાં પશુને વિદારે, ભેળાં કરે પુરભણી પળતાં હકારે. ૮૧

ટોળાં વિષે વિચરતી હતી એક મેઢી, સાથેહતી તરૂણ પાછળ બાળ જોડી;
તેમાં ઇજા થઇ હતી શિશુ એકને આ, વ્હેતું હતું રૂધીર અંગથકી અરે આ! ૮૨

ચાલી શકે નહી બિચારૂં પડે પ્રમાદી, બીજું હતું સબળતે કુદતું અનાડી;
માતા બિચારી ભયભીત ઘણી રડે છે, થૈ હાંફળી ગરિબ ફાંફળી આથડેછે. ૮૩

એ આકળી નવકળે કરવું હવેશું, બન્ને હતાં પ્રિય લઇ દૂધને જવુંતું.
સ્કંધે ધરી ઉછળતે ઉરબાળ ઘેટું, બોલ્યા ઋષિ "પ્રિય ! ત્હને નરખાય હેઠું ! ૮૪
"તું ચાલ બાલ પશુની પુનિતા જનેતા, જ્યાં જાયતું સહ ચલું થઈ માર્ગ નેતા.
"એકાંતમાં ગિરિ ગુફા મહીં સાધુસંગે બેઠારહી નિરખવું જગના તરંગે, ૮૫
"ને આ પિડીત પશુ પાલનમાં પ્રવૃત્ત. થાવું, દિસે ઉભય કાર્ય સમાં ઉચિત.
પૂછ્યું પછી "કયમ અલ્યા વદ ગોપભાઇ, મધ્યાન્હમાં પશુબધાં લઇ જાય ધાઇ; ૮૬
સંધ્યા સમે વનથકી ફરતાં જણાયે, તો અદ્ય એ નિયમનો કયમ ભંગ થાયે !
બોલ્યો રબારિ "મુનિ યજ્ઞ પશૂ બધાંછે, એમાં અજાશત તથા શત મેંઢકાં છે ૮૭
"આદેશછે નૃપતણો બળિદાન માટે, જૈયે વિલંબ કરશો નહિ દેવ વાટે.'
"સંગે ચલું તમ તણા જહાંયે બધાયે," અહેવું કુમાર વદીગ્વાલની સંગ જાયે. ૮૮
મેંઢું ચહી સખત આતપ ધુળ વેઠી, એકી ટસે નિરખતી જતી માત ઘેટી
એંએં કરી ચરણપદ્મ કુમાર પૂંઠે, ઇચ્છે દયાનિધિ દયાવંત થાય, ત્રુઠે ૮૯

## દ્રુત વિલંબિત.

વિચરતાં પથમાં પ્રમદા મળી, નિરખતાં નમતી લલના લળી.
કર ઉંચા કરીને નવયૌવના મુનિ સમીપ ગઇ મૃગલોચના. ૯૦
રૂદનથી દ્રય નેત્ર રતમડાં નરમ રેશમનાં જયમ પૂમડાં.
જલભરી નવને તરૂણી કહે કરગરી, કરણે મુનિ તે લહે. ૯૧
"પ્રભુજી અંજીર કુંજ વિષે થયાં દુલભ દર્શન•કાલ, અધો ગયાં,
વિદિત તે સમયે કરી મ્હેં કથા મુનિવરે સુણી દીન તણી વ્યથા. ૯૨
ઉપવને વસતી હતી એકલી ભ ણ પોષણ બાલકનું કરી,
રમતમાં રમતાં ફુલડાં અહી શિશુ અજાણ કરે લપટયો અહી ૯૩
રમકડું સમજી મુખ નાગનું કરી વિશાળ વિષાલય આગનું,
નિરખતો તત દંશ દિધો અહી પલકમાં મુખ કાંતિ ગઇ વહી ૯૪
તન અચેતન શીતળતા ભયું મન જરા રમવા મહી ના ઠયું,
મુખ વિષે સ્તનને મુજ ના ધર્યું વિધિ અહો વિપરીતજ શું કર્યું ? ૯૫
"પ્રકૃતિમાં વિકૃતિ થઇ એક કે', અવર "નિર્ગત પ્રાણ" વદે અરે !
પ્રિય પરંતુ મ્હને અતિ લાડિલો, કયમ રહે જીવ એ વિણુ માંડીનો ? ૯૬

વિનયથી વિનવ્યાં બહુ લોકને. "સુહૃદ દૂર કરો મુજ શોકને !
"પરમ સંજીવિની ગુટિકા વડે, સજીવ બાળ કરો કળી તો પડે." ૯૭

અતીવ સૂક્ષ્મ અહી મુખ દંશ છે, તદપિ વૈર તણો નહિ અંશ છે,
ગરિબ બાલક એ રમતું હતું; ફણિ ત્હને નવ શું ગમતું હતું ? ૯૮

ફણિ તણો નહિ વાંક જરાય છે, ભ્રમિત ચિત્ત નિર્થક થાય છે.
પછી વદ્યો જન એક "ઋષિ રહે ગિરિ વિષે, દુખ જે તુજનું કહે. ૯૯

"કફન જો ભગવાં ધરિ જાય છે, ગરિબ દુઃખી તણાં સુસહાય એ,
કર વિનંતિ જઇ મુનિરાજને, સફલ બાઈ કરો નિજ કાજને." ૧૦૦

કરી દયા શરણાગત દીનને અનુગ્રહી નિરખી સુત હીનને,
મુખ થકી કપડું કરી દૂર ને, સુત તણું મુખ દાખવી શૂરને. ૧૦૧

સુણિ વૃતાંત મહા મુનિ શાંતિથી મુજ મુખે, રડતા દુખ કલાંતિથી,
વચન આપ વદ્યા વળતા મ્હને "કર ઉપાય રમા કહું જે ત્હને. ૧૦૨

## શાર્દૂલવિક્રિડીત.

ઘેરે ઘેર જઇ તપાસ કરતું અહેવા વસે લોક ક્યાં,
માતા, ભૃત્ય, પિતા શિશુ, મરણ એ કોનું થયું છે ન જ્યાં;
લાવે સુંદર ભાગ્ય પૂર્ણ ગૃહમાંથી એક તોલો જઇ
કાળી રાઇ, કરૂં તદા તુજતનુ જીવંત પાછો સઇ. ૧૦૩

જોઇ દુઃખ ગરીબનું ગરિબને થાયે કરૂણા ઘણી,
સૌએ તત્પરતા સહાયકથવા દર્શાવી પોતા તણી;
પૂછ્યું મ્હેં પણ છે થયું મરણ આ સ્થાને કદી કોયનું !
બોલ્યા સૌ "સરસાઇ છે મરણની, જીવ્યું ઘણું દોયલું." ૧૦૪

ચાલી હું નગરે તથા ઉપવને છાતી સમું બાળ લૈ,
"વાવ્યું ધાન્ય છતાં રહયો નલણવા," એકે કહયું દીન થૈ;
બીજી કે' ઘરનો ધણી યમ ગૃહે પોચ્યો મુકીને મ્હને!
"છૈરાઇ ઘરમાં ઘણી, ખુશથઇ, બાઇ ! દઉં લે ત્હને !" ૧૦૫

કિંતુ વ્યર્થ ફરી બધે ગૃહગૃહે, લોકો હિવાતી કહે
"બાઇ અફલ શું ગઇ, અમર થૈ મર્ત્યો કદીયે રહે !

"જાયા જે જન છે બધા જગતમાં તેને જવાનું ખરે,
"સાદીવાત બધાંયને વિદિત છે, ભોળી ન જાણે અરે!" ૧૦૬

"જ્હેની ઔષધ એ કદુ જગતમાં તું શોધવા સંચરી,
કાલે બાલકને લઇ ઉરસમું તું પૂર્ણ આશા ભરી;
વાર્તા આજ ખરી, છતાં દુખભરી હે સુંદરી હું કહું
ત્હારૂં બાલ મરી ગયું, જગરૂવે, તુંયે રડે, સાથ હું." ૧૦૭

"ભાગી શોકતણું થતાં જગબધું, તું દુઃખ ઓછું થતું,
આપું ભોગ શરીરનો, યદિ શિશુ થાયે ફરી જીવતું;
કીધે કોટિ ઉપાય હાય હૃદયાની જાય ત્હારી નહી,
પ્યારૂં પુષ્પ પડી ગયું, ખરી ગયું, સૌંગધ ગૈછે વહી." ૧૦૮

"મીઠા પ્રેમ પછી વિમાસણ થતી એ વિશ્વનો કાયદો,
વ્હાલાં દૂર થતાં વિલાપ કરવો એ મ્હાંય શો ફાયદો!
મૂગાં જીવતણો કરી વધ યથા યજ્ઞો વિષે હોમતાં,
તેવાં સર્વ મનુષ્ય બાલક યુવા ને વૃદ્ધ પાછાં થતાં. ૧૦૯

હું તત્વ શોધન કરૂં જગમાં ફરૂં છું, હું માનવી પશુતણાં દુખથી ઝરૂં છું;
તું ભૂમિદાહ કર બાલકને જઇને, પાળ્યું ઘણે પ્રણય પાલક ત્હેં થઇને. ૧૧૦

## પદ.

ગોપસંગ મુનિપુરમાં જાય, દિનાનાથ અસ્તંગત થાય,
પતિત પાવિની સોના ગંગ, નિર્મલજલમાં થાય તરંગ. ૧૧૧

ચૌટાં, શેરી શે'ર, બજાર, લોક મેદિની હતી અપાર.
દરવાજાપર બેઠા શૂર, રાજ સિપાઇ બળિયા પૂર ૧૧૨

જ્યાં જ્યાં મુનિવર ચાલ્યા જાય, લોક ચકિત થૈ લાગે પાય
વ્યાપારી મૂકી વ્યાપાર, ભુલી ગયા છે જમા ઉધાર ૧૧૩

હાથ હથોડો લઇ લુહાર વિસર્યો ઘા કરવા પળવાર.
વણકર કરથી મૂકી સાળ, લહિયે નાખી લેખણ ભાળ. ૧૧૪

બેઠા પેઢિયે નાણુાવટી, કોડી ગણુવી તેને મટી.
પડયા ઉઘાડા છે ભંડાર, ખાય અન્ન નન્દી આવાર. ૧૧૫

પાત્ર મંહીથી પયનીધાર, પય છલકતાં પડતી બ્હાર.
ગ્વાલ સર્વ દર્શનમાં લીન, મુનિવર માયા મમતા હીન. ૧૧૬

શતક્રતુ સમ સુંદર દેહ, પુરવવિતાને ઉપન્યો નેહ.
ત્વાર મધ્ય દયિતા જન જુવે, કરૂણાનિધિની કાંતિ સ્તુવે. ૧૧૭

શાંત વદન મનમાહેક રૂપ, માનવ કે આ સુરનો ભૂપ!
કામણગારા આ શાં નેન, કોણુ વર્ણુ એ જનમ્યો બ્હેન! ૧૧૮

અવર સખી પ્રતિ ઉત્તર કહે, મહામુનિ, પર્વતમાં રહે!'
મૌનધરી ઋષી ચાલ્યા જાય, ઉચ્ચ કલ્પના મનમાં થાય ૧૧૯

## વસંત તિલકા.

મેઢાં સમાં મનુજમાળકદીન મ્હારાં! ભૂલ્યાં ભમોછ ભરવાડ વિના બિચારાં;
રાત્રી વિષે તિમિરમાં ભટકયાં કરોછો, બેએ કરી છરીસમીપ જઇ મારોછો!"૧૨૦

## પદ.

નરપતિને જ્યારે થઇ જાણ, ઋષિ સભામાં કરે પ્રયાણ,
ઊભો યજ્ઞ મંડપની મ્હાંય, વેદ ધ્વની દ્વિજ મુખથી થાય. ૧૨૧

પુગીફલ, શ્રીફલ, જવ, તલ, આજ્ય સમિધ ને રંભાફલ,
યજ્ઞ દ્રવ્ય વિધ વિધ હોમાય, અહી હુતાશન અદકો થાય. ૧૨૨

સુખડ કપુર કેશર અરગજા, મંડપમાં થૈ રહી છે મઝા,
વિપ્ર સોમવલ્લી રસપાન, કરી થયા છે સૌ ગુલતાન. ૧૨૩

વેદી પાસ શોણિતની ધાર, વહે થયાથી પશુ સંહાર,
મૂક પશુ રડતાં લાચાર, ગણે નહી તે કોઇ લગાર. ૧૨૪

દીર્ઘ શૃંગ બકરો આચાર્ય, પકડયો કરવા વધનું કાર્ય,
રક્ત સૂત્ર દુર્વા ને દર્ભ, અજઞીવામાં બાંધ્યા સર્વ. ૧૨૫

ખડ્ગ ગ્રહી કરવા સંહાર, કરૂણ હૃદય દ્વિજ છે તૈયાર,
અર્પણ કરવા સુરને ભોગ, હરવા નૃપનાં દુખને રોગ. ૧૨૬

પાપ નષ્ટ નરપતિનાં થાય, મંત્ર બ્રાહ્મણો માટે ગાય,
નિરાધાર પશુની એ હાય, ભેદી કોઇને ઊર ના જાય. ૧૨૭

## વસંત તિલકા.

સ્વાદિષ્ટ માંસ અજનું બાલપૂર્ણ રકત, હે દેવ અર્પણ કરે તમને સુભકત
સંતુષ્ટ થાવ નૃપનાં અઘ સર્વ કાપો, સમૃદ્ધિ શાંતિ વળી મુકિત પ્રભુજી આપો. ૧૨૮

## પદ.

કરી પ્રાર્થના લૈ તલ્વાર, હાથ ઉગામી થૈ તૈયાર.
જેવો અજને હણવા જાય, બુદ્ધ કહે "નહિ અહેવું થાય. ૧૨૯
વિસ્મય પામ્યો બ્રહ્મ સમૂહ, કોણ તપસ્વી આ અદભૂત ?
બિંબિસારને મુનિવર કહે, બોધ વચન નૃપ મનમાં લહે. ૧૩૦
"જીવ નાશ કરવો એ સ્હેલ, પાલન કરવો અતિ મુશ્કેલ;
ઉત્પત્તિ નહી કોથી થાય, અર્થ શો સરે હણવા મ્હાંય ? ૧૩૧
મહા દુર્દશા છોને હોય, આશ મૃત્યુની કરે ન કોય,
અદભુત, રસમય જીવન સ્વાદ, ભોગવતાં નવ થાય વિષાદ. ૧૩૨
"પરમ પુણ્યનું એ વરદાન, દયા કરી દીધું ભગવાન,
દયા માનવી ઉરમાં ધરે જન્મ સફલ તેનો છે ખરે. ૧૩૩
"નિર્બલનો સુખિયો સંસાર, વસે હૃદયમાં દયા, લગાર,
બળિયાનો ઉત્તમ અવતાર, ઊર હોય જો કરૂણાગાર. ૧૩૪
"કરૂણ થવા જો સુરને ભજો, શાને કરૂણા પોતે તજો!
સ્વામિ મૂક પશુનો નર, માનવનો ભર્તા છે સુર; ૧૩૫
"જીતાં કરેછે. પશુ સંહાર, ઊંધો જગનો એ આચાર. !
પય પિવડાવી પોષણકરે ઊન આપીને ઠંડી હરે, ૧૩૬
"માનવમાં રાખે વિશ્વાસ, માનવ તેનો કરે વિનાશ!
કીટ, જંતુ પક્ષી ને પશુ, ફરી મર્ત્યમાં આવે અસુ. ૧૩૭
જીવ જીવની એમ સગાઇ. શાસ્ત્ર પ્રમાણે સિદ્ધ જણાઇ.
પ્રાણીનો નહી લેવો શાપ, અહેનું રકત નહી ધૂવે પાપ, ૧૩૮

"હિંસાથી નહી રીઝે દેવ, લાંચ આપવી ખોટી ટેવ.
બંધનમાં બંધાયાં દીન, નિરૂપાય એ વાચાહીન. ૧૩૯

"દુ:ખક્લેશ પ્રાણીને કરે, વિના વાંક અહેને જે હરે,
ઉદર દુષ્ટ જે માંસે ભરે, ઉત્તર તેને દેવો ખરે, ૧૪૦

"મનસા વાચા કર્મે કરે, જે જે કૃત્ય માનવ આચરે,
તે સૌની નોંધાયે નોંધ, સ્મૃતિ તણો અહેવો છે બોધ. ૧૪૧

"સર્વ દર્શી સર્વજ્ઞ સચેત, સર્ગ, સ્થિતી, લય, સર્વ સમેત,
યંત્ર જગતનું એને હાથ, અખિલ વિશ્વનો એછે નાથ. ૧૪૨

"કૃતિ ભૂત ભાવી ફલ થાય, કર્મશાસ્ત્રનો અહેવો ન્યાય.
અનુકંપા અંતરમાં ધરો, દયા ધર્મ ઉત્તમછે ખરો. ૧૪૩

"મિષ્ટ અન્ન, મીઠાં ફલપાન, કંદ, મૂલ અમૃતની ખાણ,
નદી, કુવાને વાવ તળાવ, ભર્યાં ઉદક; પીયો ને ખાવ. ૧૪૪

"પછી કરો હિંસા શા કાજ, દયાહીન હે મનુજ સમાજ!
દયાધર્મથી રીઝે દેવ કરોદીનની માટે સેવ." ૧૪૫

વાણી સુણતાં મુનિવર તણી, દયા થઇ દ્વિજ ઉરમાં ઘણી.
મૂર્તિમંત કરૂણા અવતાર, જાણે જગનો હરવા ભાર. ૧૪૬

કરે બોધ બાકી શું રહે, માનવ તે શું અદકું કહે!
ઉગ્ર કીર્ણ ભાસ્કરનાં તપે, શિલા હીમની પલમાં ખપે. ૧૪૭

ફેંકી દીધાં વિપ્રે શસ્ત્ર, દૂષિત કર પર ઢાંકયાં વસ્ત્ર.
પશૂ વધનો કીધો પરિત્યાગ, એરીતીએ અટકયો યાગ. ૧૪૮

નૃપાદેશ સૌ દેશે ગયો, શિલા લેખમાં અંકિત થયો
કરી ગર્જના કહે સિપાઇ, "સુણો હુકમ રાજાનો ભાઇ! ૧૪૯

## શાર્દૂલ વિક્રિડીત.

"હિંસા થાય પશૂ તણી અતિ ઘણી જે યજ્ઞને કારણે,
ખાવા માંસ વળી પશૂ વધ કરે બાઝારને બારણે;
માટે નિર્દયતા ભર્યું નવ કરે કોઇ હવે કાર્ય એ
"હિંસા કોઈ કરે નહી" નૃપ તણી આજ્ઞા અનિવાર્ય એ. ૧૫૦

"બીજાનાં દુખ જોઇ જે જન તણું હૈયું દયાથી દ્રવે
પોતે કષ્ટ સહી હરે ઇતરનાં દુઃખો મહા ધન્ય તે;
થાયે છે કરૂણા નિધિ કરૂણ, જે જાતે કરૂણા કરે,
માટે મૂક પશૂ ગરીબ દુખિયાં ને કોઇના સંહરે. ૧૫૧

### વસંત તિલકા.

ભાગીરથી તટ થકી જગ સર્વ માંહી, પ્રાણી અને નર વિષે સમતા સ્થપાઇ
શાંતિ ભર્યું જીવન સર્વ મનુષ્ય ગાળે, પાળે બધાં પશૂ હણે નવ કોઇ કાળે. ૧૫૨

* * *

### પદ.

પૂર્વ કથા અહેવી કહેવાય, સાંભળતાં અતિ અચરજ થાય,
બ્રાહ્મણ દેહ ધર્યો તો બુદ્ધ, સદાચારમાં પરમ વિશુદ્ધ. ૧૫૩
દાલિદ નામે સુંદર ગામ, વિપ્રવર્ય કરતા અભિરામ,
અનાવૃષ્ટિથી થયો દુકાળ, જાણે સૌનો આવ્યો કાળ. ૧૫૪
ધાન્ય વિટપ સૌ કરમૈ ગયા, નળાં નદી પણ સૂકાં થયાં.
પશૂ પક્ષિ વન છોડી પળ્યાં, ભિન્ન ભિન્ન દેશે જઇ મળ્યાં. ૧૫૫
ભૂખી વાઘણ નાળાં પાસ, બચ્ચાં સાથે હતી ઉદાસ,
હતો કૈંક દિનનો ઉપવાસ, ભક્ષ તણી મૂકીતી આશ. ૧૫૬
જડબામાંથી લબડે જીભ, શુષ્ક થૈ ગઇ રસના તીવ્ર.
ઉદર તણું લટકે છે ચર્મ, ક્ષુધા તૃષાનો અહેવો મર્મ. ૧૫૭
આંચળ સૂકા બચ્ચાં ચુસે, માથું મારે દાંતે ડસે
છતાં એક ટીપું નવ પડે, ભૂખ્યાં બાળક ખીજી રડે. ૧૫૮
ઘોર દુઃખથી પાડી રાડ, પડી રેતમાં ચત્તિપાટ,
બુદ્ધ સમી ઉપની અતિ દયા, અનુકંપાથી ગદગદ થયા. ૧૫૯
"અરે! ક્રૂર વાઘણની જાત, કોણ ઊગરે એને હાથ?
એ બચ્ચાંને વાઘણ માત, ભક્ષશે એને યમ સાક્ષાત. ૧૬૦
એની ઉપજે કોને દયા, વિરલા જન અહેવા નવ થયા.

દયા કરૂં એના પર અઘ, મરણ નીપજે મ્હારૂં સદ્ય. ૧૬૧
છતાં ડરૂં નહી મરવા કાજ, વિરલ દયાળુ થાઉં આજ,
એમાં તે શાનું નુકશાન, એ તો ઉત્તમ છે અવસાન. ૧૬૨
વસ્ત્ર કાઢીને ઉભો વિપ્ર, જોતાં વાઘણ કુદી ક્ષિપ્ર,
દાંત પીસીને તૂટી પડી, હણતાં એક ન લાગી ઘડી. ૧૬૩
નિર્ભય પ્રેમે આ બલિદાન, આત્માનું આપ્યું વિદ્વાન,
નાશવંતને કીધું નષ્ટ, ક્રૂર વ્યાઘ્રિણી થૈ સંતુષ્ટ. ૧૬૪

* * *

બિંબિસાર ભૂપતિ મુનિપ્રતિ, "કહે સાંભળો હે મહામતિ!
"કર જોડી વિનવું મહારાજ, અરજ સ્વીકારો મ્હારી આજ. ૧૬૫
આ પુરમાં પ્રભુ કીજે વાસ, રહું આપનો થૈને દાસ,
જ્ઞાન તણો કરજો તમ બોધ, કોઇ નહી કરશે અવરોધ. ૧૬૬
પુત્રહીન હું છું ઋષિરાજ, રાજ્ય રૂઢ થૈ કરજો રાજ,
મ્હારા મ્હેલે કરો નિવાસ વરો સુંદરી કરો વિલાસ. ૧૬૭
હસ્ત આપને શોભે અસી, તૂમડી આ કયાંથી મન વસી?"
નરપતિ પ્રતિ બોલ્યા ઋષિજન, "એ વસ્તુમાં નહી મુજ મન. ૧૬૮
હે ક્ષિતીશ એ સૌ અનુભવ્યાં, જ્ઞાન શોધમાં એને તજ્યાં,
દ્વાર શક્રનાં ખુલ્લાં થાય, સ્વર્ગ ત્રિયા જો લાગે પાય, ૧૬૯
છતાં અચલ હું નિશ્ચે રહું, તુચ્છ વસ્તુને હું નવ ચહું.
જ્ઞાન માર્ગમાં કરૂં પ્રવાસ, વન તરૂ છાયા મ્હારો વાસ. ૧૭૦
ઇચ્છું ગયા તીર્થમાં જવા, તદાકર એ સ્થલમાં થવા.
થશે પ્રકટ જ્ઞાનની જ્યોત, ઘનતમમાં ઉગશે ખદ્યોત. ૧૭૧
હઠયોગિ જે તપ આદરે, પરમ કષ્ટથી વપુસંહરે
એનાથી શું કારજ સરે! નિષ્કારણ અજ્ઞાનીમરે! ૧૭૨
વચનામૃત મુનિવરનું સુણી, સ્નેહ વૃત્તિ નૃપઉર થૈ ઘણી
પ્રદક્ષિણા કીધી ત્રણ વાર, પૂજ્ય ભાવથી કરી નમસ્કાર. ૧૭૩
કહે ભૂપતિ "હે ઋષિરાજ! ભલે પધારો સરશે કાજ."
વિધ વિધ જોતા દેશ વિદેશ, ગયા મુનિ નૃપ અંગ વિશેષ. ૧૭૪

પડ વર્ષ છે વીતી ગયાં, કેક સાધુનાં દર્શન થયાં
શ્રુતિસ્મૃતિમાં જે વિખ્યાત, તે સૌ સાથે કીધી વાત. ૧૭૫

એક કહે શ્રમ શાને કરો, શાસ્ત્ર પ્રણિત પથને અનુસરો.
વિષય, કર્મ, કાયા હીન બ્રહ્મ, નિર્વિકલ્પ નિર્ગુણ અનન્ત ૧૭૬

પરમશાન્તિનું એછે ધામ, જે શોધો એ ઉત્તમ કામ
સદારાખવા શુદ્ધ વિચાર, વળી પાળવા શુદ્ધાચાર. ૧૭૭

સચ્ચિદાનંદનો અનુભવ થાય માયા મમતા સઘળાં જાય.
કર્મ બન્ધનો તૂટે સર્વ અહં ભાવનો છોડ ગર્વ. ૧૭૮

આદિ મધ્યને અંત વિહીન, પર બ્રહ્મમાં થાશો લીન
જળનિધિમાં જેમ મીઠું ભળે, જીવજીવમા તેવો મળે. ૧૭૯

સર્વ અવિદ્યા થાશે નાશ, સત્ય સ્વરૂપનો થશે પ્રકાશ.
અખંડશાન્તિ ભર્યું એ દ્વાર, એ સુખનો નહી આવે પાર. ૧૮૦

**વસંત તિલકા.**

આ માર્ગ ઉત્તમ મુનિવર દાખવ્યો જે,
અંગી કરુ ઋષિ યદા મનને રૂચે તે;
સૂણ્યું કુમાર પણ શાન્ત થયું ન ઉર
એ સ્થાનથી યતિ ગયા વળતા વિદૂર. ૧૮૧

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

